# સીતમે હસરત અને નેકીએ નેકબખ્ત

યાને

# કરણી તેવી પારઊતરણી.

નાટક ચાર અંકી.

બનાવનાર

એદલજી ફરામજી ઢોંડી.

મુંબઈ મધે

જામે જમશેદ છાપખાનામાં

હોરમજી દાદાભાઈ પ્રીંટરે છાપ્યોછે.

કોટ; મોદીખાનું, નમ્બર ૩૪.

ઈસવી સને ૧૮૯૧.

# તમે હસરત અને નેકીએ નેકબખ્ત

યાને

# કરણી તેવી પારઊતરણી.

નાટક ચાર અંકી.

બનાવનાર

એદલજી ફરામજી ઢોંડી.

મુંબઈ મધ્યે

જામે જમશેદ છાપખાનામાં

હોરમજી દાદાભાઈ પ્રીંટરે છાપ્યોછે.

કોટ; મોદીખાનું, નંબર ૩૪.

ઈસવી સને ૧૮૮૧.

ખબર.

# સીતમે હસરત અને નેકીએ નેકબખ્ત

યાને

# કરણી તેવી પારઊતરણીનો આ નાટક

# દીબાચો.

જેવાં જેનાં કરતુક તેવાં ફળ તેને મલે એમ દુનીયાની શુરૂઆતથી તવારીખ લખનારા તથા શાયર લોકો અને નીતીની વાતો જોડનારાઓ આદમી જાતને સમજાવતા આવયાછે; તેમજ તેવી સમજ સરવ આદમીઓના મનમાં ઠસાવવાને સઉ કોઈ પોત પોતાની શકતી મુજબ કોશેશ કરતા રહયાછે. લોભ, લાલચ, અને વેરભાવને અરથે જે માણસ માઠાં કરતુક કરી પોતાની નેમ તથા હેતુ હાંસલ કરવા જાય છે તેમાં ઘણું કરીને તે અંતે નીષફલ તથા શરમીંદુ અને શેવટે પરેશાન થાયછે તે વીશેની સમજ એવા લખનારાઓ જાબજા આપતા રહયાછે. એ લખનારા તેમ કરવામાં ખુદાતાલા તથા આદમીજાત તરફ પોતાની ફરજ સરખું સમજતા રહયાછે. એમ બનવાનું કારણ એટલુંજ, કે ઈતીહાસની બીના, સંસારની રીતભાત અને આસપાસ લોકોમાં બનતા બનાવો ઉપરથી, આદમીજાતની ભલાઈના વધારા તથા બુરાઈના ઘટાડા કરવાનાં જે એલાજો સુજે તે પોતાનાં ભાઈબંધોને સમજાવવા, એ સંઘા સમજુ અને નેકખા લોકોનો જાતી ખવાસ ગોયાછે. એ ખવાસ મુજબ ભલા લોકોએ અમલ કીધાનાં ફળ તરીકેજ તવારીખ લખનારાઓ, શાયરો અને નીતીની કથા જોડનારાઓના ઉમદા ગરંથોના રૂડા લાભ આપણને મલયાછે. હવે જમાનો જેમ ગુજરે તેમ તેવો લાભ સમજુ લોકો પોતે લઈને મુગા બેસે એટલુંજ બસ નથી; પણ તેવો લાભ લેનારા પોતાની જુરરત તથા બુધ્ધી બળ મુજબ પોતાથી બનતી કોશેશનો તેવો વલતો લાભ બીજાઓને આપતા રહે એમ દરએક અને સરવ આદમીની ફરજછે. એ ફરજને આધીન રહી આ **સીતમે હસરત** અને **નેકીએ નેકબખ્તનો** નાટક રૂપી કીસ્સો બનાવયોછે. જો એની થોડી મતલબબી પાર ઉતરશે તો એનો કમતરીન લખનાર પોતાની મેહનતનો સારો ફેજ મલેલો સમજશે.

આ નાટક રૂપી કીસ્સો તયાર કરવામાં જે એક બે મીતરોએ કેટલીક મદદ કીધીછે તેઓનો ઉપકાર અતરે માનવામાં આવેછે.

# નાટક પાત્ર.

## તુરાનીઓ.

હસરત……………………………………તુરાની પાદશાહ.
કીનાબાઝ…………………………………હસરતનો ભાઈ.
ગુલરૂખા …………………………………હસરતની મોહરદાર.
જરીર ……………………………………હસરતની બેટી.
કરાખાન……………………………
આજાદ ……………………………
તુર…………………………………… } તુરાની પેહલવાનો.
સેલમ……………………………………
દીલાવર…………………………………
ફરેબકાર …………………………………રામશગાર.

## ઈરાનીઓ.

નેકબખ્ત…………………………………ઈરાનનો શેહંશાહ.
જેહાંગીર…………………………………નેકબખ્તનો બેટો.
જોરેમંદ……………………………………જેહાંગીરનો સાથી.
જંગી કામયાબ……………………………સફેદ દેજનો હાકમ.
જરરૂખશાર ………………………………જંગી કામયાબની બેટી.
ખુશચેહર…………………………………
દુર અંદેશ ………………………………
નોજાદ……………………………………
જાહેલ…………………………………… } ઈરાની પેહલવાનો.
જંગી ……………………………………
શોરાબ……………………………………
તુસ ……………………………………

એ વગેરે તુરાની અને ઈરાની દરબારીઓ, દસતુરો, લશકરીઓ, નકીબ, સાહેલીઓ, રામશાગરો, વગેરે વગેરે.

**મુખ્ય ઠેકાણાં:—તુરાન અને ઈરાન.**

# સીતમે હસરત અને નેકીએ નેકબખ્ત

યાને

# કરણી તેવી પારઉતરણી.

## અંક પેહેલો.

### પ્રવેશ પેહેલો.

**સ્થળ તુરકસ્થાન—એક દીવાનખાનું.**

(કીનાબાઝ વીચાર કરતો દાખલ થાયછે.)

**કીનાબાઝ**—મનના વીચારો મનમાં રાખી મનને દુખી કરવામાં શું ફાયદો? ઓ યજદાંન ! તું કયારે મારી મુરાદના ઝાડપર ફળ આપનાર પાણીનો છટકાવ કરશે? અરે શું એવો કોઈ વખત નહીં આવશે કે મારા મુજી મુદઈઓને ખાકનશીન કરૂં ? ખોદાતાલાએ મને પાદશાહી ખાનદાનમાં જનમ આપયો પણ તે શું કામનો ? ઉમેદોથી ભરેલું દીલ પોતાની કોઈ મુરાદમાં પાર નહીં પડે તો પછી બાદશાહી કુટુંબની મગરૂબી શા કામની ? હઈડું મુજી ઈરાનીઓ પર વેર લેવા કેવું શોઝા ઉઠાવેછે ! કેવા તે મારા વડીલોના સદાના વેરી !! એ બુરે તાલેના દુશમનોને ખાખપર લેટાડવા તપી રહયોછું. અફસોસ! કીસમત હું હવે તારેથી ખીજવાઈ રહયોછું (જરા આગળ વધી—ઉભો રહી જઈ—એકદમ) અરે ! પણ મારા પોતાના ભાઈની દરબારમાં મને કોઈ ઈજતથી જોતું નથી! (જરા વીચારથી) હું કોણ? મારૂં નાંમ શું ? મારૂં કામ શું ? હું તુરાનના જાહોજલાલ શાહ હસરતનો નામનો ઉઠાવનાર બીરાદર, મારૂં નામ કીનાબાઝ, મારૂં કામ વેર ! વેર !! અને વેર !!! (જરા આગળ વધી) અફસોસ ! શું જુલમછે કે મુજી ઈરાનીઓ

સુખમાં દીવસ ગુજારેછે, એ શું મારા તપેલા દીલને થોડો બલાપો? થોડું દુખ? નહીં, નહીં, હવેતો કોઈ એવી તાલ શોધી કાહાડું કે જેથી તુરાન અને ઈરાન વચે જંગ મચે અને તેમાં કતલ થતા બેશુમાર ઈનશાંનોને ઉમંગ ભરીયાં દીલે જોઊં અને તે રળીઆમણા દેખાવથી મોજ મેળવું; અરે! તે તદબીરથી તો મારી મુરાદ હાંસલ થશે. (જરા વીચાર કરી મનમાં મલકાઈ) શાબાસરે કીનાબાઝ શાબાસ! તારા બાપે તુંને દુનીયા વરાનનો બેટો પેદા કીધોછે. આફરીન! તેના અશો રૂવાનપર. હવે જાઊં બાદશાહ હસરતની દરબારમાં અને ફીતુરની જાળ બીછાવી મારા વેરી મગરોનો નાશ કરૂં. આફરીન! આફરીન!! કીનાબાઝ આફરીન!!! [જાયછે.

---

## પ્રવેશ બીજો.



### બાદશાહ હસરતની દરબાર.

અમીર—ઊમરાવો, વજીર—પેહેલવાનો વગેરે બેઠાછે. રામશગરોના હલક જાગીછે. શાહ હસરત ખુશીની મીજલસમાં બેઠેલોછે સરવે મીજલસ ખુશીમાંછે.

[રામશગરો હસરતની તારીફમાં ગાયછે.]

સોતન ઘર ગએ ગએરે—એ રાહપર

પ્રીતે સૌ ગાય ગાય રે
કીરતી શાહા તારી નીરમળ—પ્રીતે૦
અતી ઉમંગથી અંગ ખીલાવી
સુંદર શુર લંબાવી રે
જય તારી ચાહીએ તનમનથી
સહાય રબ થાય થાય રે—કીરતી૦
તુજ બલ પ્રાક્રમ વધતું હરદમ
દીન દીન સૌથી થાય રે

રબની રેહેમથી વેરી તારા
નાહાસી જાય જાય રે—કીરતી૦
તખ્ત તુરાન પ્રકાશીત તુજથી
કરે તું રીયાસત ભારી રે
શીકલ સુંદર તુંને બક્ષી ખુદાએ
પરી બળ જાય જાય રે—કીરતી૦

**હસરત**—જે મીશાલ ખુશનુમાં, ખુશબોદાર, મન પસંદ અને ચમનમાં નાજુક બુલબુલો ગુલોની ખુબસુરતીપર મોહીત પડી તેની તારીફ પોતાના કોમળ મધુર હલકથી કરે તેજ મીશાલે આ પરી ચેહેરેની શીરીન હલકની રામશગરોએ મારી કીરતી અને મારી બાહાદુરીનાં વખાણ પોતાના મીઠા નાજુક શરોદથી ગાઈછે, જેથી મારૂં દીલ ગુલેજીનતની માફક ખીલી રહયુંછે; કહો મારા શુરા પેહેલવાનો, દાનાવ વજીર, અને નેકબખ્ત દરબારીઓ, શું કુલ જેહાનનું તાજ મને છાજતું નથી ?

**૧ દરબારી**—હા જેહાંપનાહ, લડાઈના મેદાનમાં તારી જવાંમરદી અને દલેરી જોઈ ફરનો આસમાન આફરીન આફરીન કરેછે; તારા નામની દેહેશતથી શેંકડો હાથી સરખા અને મહસત શેર મીશાલના જવાંનો ધ્રુજતા ફરેછે, હજારો પેહેલવાનો અને લાખો શાહાજાદાઓ તારી પનાહા નીચે પલાયા જાયછે, તારા એકજ શ ખુન ઉપર તેઓની જીંદગીની દોરી ટકી રહીછે; કહો મારા બીરાદરો, કે કોણ એવો નરછે કે જે આપણા શાહના ખોફના આતશથી બળી નહી મરે ?

**૨ દરબારી**—જેહાન આશકાર તુરાની શાહાનશાહનું તાજ સદા ઝલકતું રેહેજો. શાહા સરફરાજ તારી આગલ બેશક કુલ જેહાન આજેજછે; પુર જેની કમબખ્તી લાગી હોય તેજ, દીલાવર શેર દીલ શાહાનું નામ લે.

**મશકરો**—(બાજુપર) જોયા ! આ ખુશામતીઆ કુતરા ! આ હાડકું ખાઈ મગન રેહેનારાઓમાં કંઈ તાકાતછે કે સાચું બોલી બાદશાહાને પોતાની ખોટી તારીફ કરતો અટકાવે ? જયારે

આ જેહાનના શેહનશાહે બધી દુનીયાને જેર કીધીછે; ત્યારે તો એ ને પુછોની કે ઈરાનના બાદશાહા નેકજાદથી જનાનાની ઓરત માફક બીહીતો અને ધ્રુજતો કેમ ફરેછે ? એને પુછો તો ખરા કે ઈરાનના કવી બાજુના પેહેલવાનોનું નામ સાંભલતાં એને કંપારી કેમ છુટે છે? અને જે મીસાલે સીંહનાં મેદાનમાંથી લોંકડી તે મીશાલ ઈરાની બાદશાહાના મેદાનમાંથી તે કેવો બીહતો, ભરાતો, પનાહ માગતો નાહાસેછે? જોઈએ હવે બડાઈના પોકારો કેટલી હદ સુધી વધેછે?

**હસરત**—લડાઈના મેદાનમાં મારી શમશેરથી લોહીની નદીઓ ચાલુ કરૂં છું તયારે કુલ જેહાન મારી દલેરીપર આફરીનનો નેશાર કરેછે.

**૧ દરબારી**—બાદશાહ સલામત, તારી બાહાદુરીની તારીફ હફતે કેશવર જમીનમાં આશકારા થઈછે.

**મશકરો**—(દરબારને) જો પાદશાહ ચાહેતો જમીનને ઉઠાવે અને આસમાનને ઉંધું વાળે !

**સરવે દરબારીઓ**—આફરીન બાદશાહાની હીંમતપર ! આ ફરીન !!

**મશકરો**—(બાજુએ)—અરે ! એને કંઈ ખાડો ખબોચીપો નડેછે કે નહીં ? અને વળી આ નાપાક ખુશામતીઆઓ તેને પુ રોજ બેહેકાવેછે. અફસોસ ! સદહજાર અફસોસ ! !

**હસરત**—(કીનાબાઝ તરફ નજર કરી) કેમ બીરાદર કીનાબાઝ, આ ગમશની ભરી મીજલસમાં તું જરદ ચેહેરે અને આજીરદા દીલે કેમ બેઠોછે? બીરાદર તારી ગમગીનીનું કંઈ કારણ બતાવશે ? શું તુરાન સરજમીનનાં શાહા સામે શરકશી કરવા કોઈ બદબ ખ્તે હીંમત કીધીછે?

**કીનાબાઝ**—નહીં, બાદશાહા નહીં, હીંમત નથી કોઈની કે તારૂં નામ લીએ અને ફાવે, શાહા મારી ગમગીનીનું કારણ ૧૬ન જુદુંજછે અને તે તું નામવરની ખુશી ખુરમીનાં વખતમાં જ ણાવી તુંને ગમગીન કરવા ચાહાતો નથી.

**મશકરો** (બાજુએ)—સતયાનાસ! વળી એ કીનાખોર કીના બાઝને શું મસતીનો કીડો ચવડયોછે? ખોદા એના ફીતુરથી પના

હમાં રાખે, ભાઈઓ સંભાલ રાખજો હો, નહીં તો હમણા ખુશી ને બદલે ગમીનું બજાર ગરમ થશે.

**હસરત**—અરે! જો આ તુરાન સર જમીનપર બળાનું વા દળ ઘેરો નાખવા ચાહાતું હોય તો તેથી તું હમોને વાકેફ કર કે હું અને આપણા દરબારીઓ તે ઝીહા વાદળના ટુકડે ટુકડા કરી પલવારમાં ખુશીનો આફતાબ નવેસરથી પ્રકાશીત કરીએ—પ્યારા ભાઈ કેહ અને આ તરસીઆ દીલને તારી દયાના આબથી સેરઆબ કર.

**મશકરો**—(બાજુપર ઉભો રહી) પ્યારો ભાઈ! કેવો પ્યારો કે પલકની વચ્ચે દાવ ફાવેતો શાહાનું સત્યાનાસ વાળવા ચુકે નહીં; આ કાચા કાનના ભોળા શાહાને ખબર નથી કે એતો એનો કટ્ટયાખોર દુશમનછે. જો એટલો દુરઅંદેશ બાદશાહ બને તો એની ગમીમાં દલગીર અને ખુશીમાં મગન થાય નહીં.

**દીનાબાઝ**—શું કેહેવું, બુલંદ બખ્તશાહ, તારી જાહોજ લાલી અને ખુશી જોઈ હું ખરેખર મગનછું કે દુનીયાની તમામ ચીજ તારી આગળ મોજુદછે પણ એક ચીજ કે જે અગતનીછે તેજ નથી. તેટલા વાસતે મારૂં દીલ કબાબની મુઆફક બળેછે અને તેની તું નામવરને ખબર પણ નથી; અફસોસ! એ કેવી બેપરવાઈ! [સરવ દરબારીઓ ચોંકેછે.

**મશકરો**—કાંઈ તાલતો જબરી શોધી લાવયોછે, આ બીચારા દરબારીઓના મોહડાંનો રંગ કેવો ફીકોફચ પડી ગયોછે!

**હસરત**—બેપરવાઈ! શાની બેપરવાઈ? શું કોઈ બુરો દુશમન આપણીપર ચઢાઈ લાવયોછે? અને આપણને તેની કાંઈ ખબરજ નથી?

**દીનાબાઝ**—નહીં, નહીં, પાહાદશાહા તું શાદમાન રેહ એવી કંઈ પણ બાબદ નથી.

**હસરત**—તું હવે તારી જીબાં ખોલ અને તારી ગમીનું કારણ કાંઈએ વીલમ ન કરતાં જણાવ, તારા બોલવાથી મારી સબર સઘલી ઉઠી ગઈછે; અફસોસ! એ નવી બળા વળી શું હશે?

**દીનાબાઝ**—શું હજુ સુધી તું મારી ગમગીનીનાં કારણથી

વાકેફ નથી ? ત્યારે પુરેપુરી કમબખ્તી સમજવી; હવે હું સમજ્યો. તુર અને સેલમની ઓલાદની ઉમેદ ભરશટ થઈ અને નસીબ ઊંધા વળયો; તેઓનાં ખાણાં ખરાબી અને સતયાનાસનો વખત આવયોછે, અરે ઉંધા નસીબ, તું એટલી તેઓની ખરાબી ના કર.

(અતી ઘણી દલગીરીનું ડોળ કરેછે.)

**મશકરો**—જોયો ! એણે મકર કરી કેવાં કારશતાન ચલાવવા માંડયાં. અરે ! એતો હજુર એની શરૂઆતછે; મજાતો આગળ જાતાં મલશે.

**હસરત**—ફીનાબાઝ તું હવે વધારે વખત મને ના તવલાવ, તારી જુબાં બંધ રાખી મને કાં મારેછે ? બોલ શેતાબ બોલ—તારી ગમગીનીનું કારણ શું તે બીઆંન કર.

**ફીનાબાઝ**—બાદશાહા મારી ગમીનું કારણ તુંજછે, તું જ પર મને દયા આવેછે, ખોદા તારાપર કયારે રેહેમ કરશે અને તારી ગાફેલીનો પડદો તે કયારે દુર કરશે.

**હસરત**—તારી ગમીનું કારણ હું કેમ થયો ? મારી આંખ પર ગાફેલીનો પડદો શું આવયો ? ઓ ખોદા ! તું ખેર કર, તુરાન ઉપર કંઈ નવી બળા આવીછે કે શું ? મારો ભાઈ એટલો બધો તવ ળેછે, અરે એ ગજબ કેમ ખમાશે ? (તે આકળો ગાભરો બની જાયછે)

**મશકરો**—અરે ! હમણાંતો જવાંમરદી અને શેરદીલીની ડફાંસ ચાલતી હતી અને વલી બળાથી બીહીયો કેમ ?

**મીજલસીઓ**—અફસોસ ! અફસોસ ! આએ સીતમ અને ગજબ કેમ ખમાશે ? (મહલાઓ દુખી દેખાયછે.)

**મશકરો**—એ કેમબી કરીને ખમવાનુંજતો—કપાળે કાન ચોટયા તે કંઈ કાપી નખાયા !

**ફીનાબાઝ**—(બ્યારથી) ઓ મારા ભોળા ભાઈ—તું આ દુનીયાંની ગાફેલાઈ દુર કર, મોજ શોખ અને એશ અશરતને તરફ કરી જે કાંઈ તારી ખરી મુરાદછે તે હાંસલ કરવાનો કરાદ કર.

**હસરત**—બીરાદર, તું કાંએ મને ધુજાવેછે—દુનીયામાં મારી સઘળી મુરાદ બર આવીછે, કોઈ પણ મારો એવો દુશમન નથી રહયો કે જેનો મને ડર હોય, બસ એટલીજ ખોદાએ આપેલી ન

ચામત હું ચાખું અને એશ આરામમાં હવે બાકીની જીંદગી ગુજા
રી તે દાદગારની હજુરમાં જાઉં.

**કીનાબાઝ**—(આસમાન તરફ મોં અને ઉંચા હાથ કરીને) ખોદા! રેહેમ કર રેહેમ !! અરે મારો ભાઈ ખીઆલી મીજલસની મોજમજાહ અને રંગ રાગમાં પોતાની જે ખરી ઉમેદછે તેજ ભુલી ગયોછે. (મકરથી માથું નીચું કરીને જરા વાર ઉભો રેહે) આહા તા રી ઉમેદ ઈરાન હાથ કરવાની ખરીકેની? તે તું શું કાંમ જવા દેછે ? શું તેનો હજુર ખયાલ તુંને આવતો નથી? તું જાણ વાહાલા ભાઈ કે એજ વીચારે મારૂં મગજ ગમખાર અને દીલ [illegible]

**હસરત**—હા ! ઈરાન !! ખરેજ હું ગાફેલ બનયોછું. અ રે! શું તે મુલક મારે હાથ નહી આવે? બીરાદર કીનાબાઝ, ખરે જ તારા શખુનોથી મારી આંખો ગાફેલીનાં ખાબથી ખુલીછે. ઓ યજદાંન! તું કયારે મને ઈરાનના તખ્તપર બેસાડશે.

**કીનાબાઝ**—બાદશાહ તે મુબારક દીવસ જોવો તારેજ હા થછે પણ તુંજ તારાં દીલમાં ઉલટ અને હીંમત પકડતો નથી.

**હસરત**—હવે મારૂં દીલ આ રાગોરંગ ઉપરથી ઉઠી ગ યુંછે અને ઈરાંનને મારા હાથ નીચે કરવાને જોશ ભરયું થયુંછે; જયાંસુધી તે મારૂં નથાય તયાં સુધી મને ખાનું અને ખાબ હરામછે.

**કીનાબાઝ**—અને તયારેજ હું પણ મારી ઉમેદે પોહોચેલો પોતાને સમજશ. મારૂં દીલ તયારે ખરેજ બાગબાગ થશે અને એટલો તો ખુશીથી ખીલશ કે આએ કપડાંમાં પણ નહીં સમાવશ, અરે ! પણ તે દીવસ કયાંછે ? તું તારી મોજમજાહ અને એશ આરામમાં પડયોછે; આજે તો કબુલાત આપીછે પણ વળી કાલે તે પર અમલ થશે કે નહીં, એનો મને શક લાગેછે—હું તો ચાહુંછું કે આજથીજ એ શુભ કામની શરૂઆત કરીએ.

**હસરત**—બીરાદર, એટલી ઉતાવળ શાની ?

**કીનાબાઝ**—કાલ કોણે જોઈછે; શુભ કામો કરવાને વીલમ લગાડવો સજાવર નથી. ખોદા જાણે કે ઘડીમાં શું શું ફેરફાર થઈ જશે; અજલનો ફરેસતો જે આપણા શીરપર સદા ભમતોછે તે કોણ

જાણે કયે વખતે આપણી તમામ ઉમેદભરી જીંદગીનો ભક્ષ કરી ચાલતો થશે તો પછી આપણી ઉમેદોનો શું ઉપાય ?

**હસરત**—કદાચ અજલનો ફરેસતો આપણને યારી નહી આપશે તો આપણાં ફરજંદો તે ઉમેદ બર લાવશે.

**કીનાબાઝ**—ફરજંદો મુરાદ બર લાવશે એ વીચારજ અકલમંદ માણસોને છાજતો નથી. એવા ભરોશાપર આપણા નયાગાંનો ચાલી ગયા પણ હજુર તેઓની ઉમેદનો છેડો આવયો નથી. તુર અને સેલમની પણ એજ મુરાદ કે આપણ તેના ફરજંદો તેઓનો કીનો લઈશું પણ આપણે તેમ કયાં કીધું છે ? અરે તેઓનાં અશો રૂવાનો પેલી મીનોઈ જેહાંનમાં દુખીછે, તેઓની ગમીનો અનજામ જો તારેથી આવશે તો તેઓના આશીરવાદોથી તું કેટલો સુખી બનશે ? અરે તેઓની રાત દાહાડાની ઈનતેજારી અને દોવા તુંને એ કામમાં શું નહી મદદે આવશે ? તેઓ પુછેછ કે હમારાં ફરજંદો ઈરાનીઓને પાયમાલ કયારે કરશે ? બદકાર ઈરાનીઓની લોહને તેઓનાંજ લોહીમાં કયારે તરતી કરશે ? તેઓનાં બચાંઓને કયારે કીનાખેરયાં હથીયારોથી કતલ કરશે ? તેઓની ઓરતોને કયારે ગોલામગીરીમાં લેશે ? અને કયારે તેઓના શેહેરો અને મેહલો બાળી ભરામ કરશે ? કયારે તેઓનાં પલીદ નામ આ દુનીયાથી નાબુદ કરશે ? (રડતો) અફસોસ ! તે બુજરગવારો પોતાની ઉમેદોને માટે જારી કરતા રેહે અને આપણે એશઆરામમાં જીંદગી ગુજારીએ—ભટ પડજો એવી જીંદગીપર કે પોતાનાં નયાગાનોની ઉમેદને ભરશટ કરે—જલજો એવી ખુશી ખુરમી. ખચીત આ દુનીયાની જીંદગી મને જેહેર મોશાલ કડવી થઈ પડીછે. અગર હું મારી ઉમેદમાં નીશફલ થઈશતો બસ આ જીવ ખતમ કરવાના કસમ લીધાછે. તે બુજરોગવારોને માટે મારો જીવ બરબાદ કરશ અને તેનો જોખમ તારે શીર રેહેશે. શાહ બીદાર થા, આ વખત એશ આરામ અને રંગરાગનાં ખાબમાં ગુમાવવાનો નથી.

**હસરત**—ખરી વાત મને કહી; ઓ પ્યારા બીરાદર મને ખરી ફરજથી માહીતગાર કીધોછે. (નકીબને)—નકીબ, જા, અને લ

શકરના વડાને ફરમાવ કે લડાઈના કરનાયના અવાજ જારી કરે, સરવે લશકર એશઆરામ તજી દઈ જંગનો કશદ કરી હથીયાર બંધ થાય. જા, સીતાબ જા અને કેહ.

**નકીબ**—(શીર નમાવીને) સદા આ જાન તું પાદશાહનાં ફરમાન પર. (નકીબ જાયછે.)

**હસરત**—(પેહલવાનો તરફ મોહો કરીને) હવે મારે જોવાનુંછે કે, આ મારા દલેર પેહેલવાનોમાંથી કયો જંગી પોતાનું નામ આ શકારા કરવા ચાહેછે. ઈરાનના બાદશાહ નેકબખ્તને આજેજ કરી મારી રૂબરૂમાં લાવવા જે ખાહેશમંદ હોય તેણે આ મીજલસમાં જાહેર થઈ સરફરાજ થવું.

(સરવે જણાઓ ચુપ બેસીને એક મેકના મોહડાં જોઇ દલગીર થાયછે.)

**હસરત**—કેમ બધા ચુપ શા વાસતે બેઠાછો ? જવાબ કેમ નથી આપતા ?

**મશકરો**—(મનમાં) અરે ! જેના મારીયા નહી મરે તેના દીકા શું મરવાના હતા ? એ બીચારાં બોકડાંઓમાં કંઈ દમ હોય તો જવાબ આપેકેની ? ગરીબ બીચારાઓનો દમતો લડાઈનું નામ સાંભલતાંજ બંધાઈ ગયોછે. અરે ! તારૂં ખાણું ખરાબ થાય રે કીનાબાઝ ! તેં તો કીનો ખુબ લીધો, તારા બાપ દાદાઓએ પણ ભલાઈનાં એવાંજ કામો કરવામાં કાંઈ બાકી રાખયું નથી; ખોદા માલમ, તારો અનજામ શી રીતે આવશે.

**કીનાબાઝ**—(ઉભો થઇને) નેકબખ્ત પેહેલવાનો, શું તમે સહમજતા નથી ? તમારો મુરબી સરફરાજ શાહા શું ફરમાવેછે ?

**મશકરો**—(બાજુએ) એ બીચારાઓ સમજેછે તો ખરા પણ કરે શું ? ગરજના મારીયા બેહેરા થવાની ફરજ પડીછે અને ધાસતીના મરજથી સરદ થઈ ગયાછે તે બોલાય કેમ ?

(કોઇ જરા ચવડતું કે વવડતું નથી.)

**હસરત**—(ગુસાથી) શું મારા ફરમાનનો આવી રીતે ઈનકાર ! મારી તાબેદારીમાં આવી બેઈમાની ! હું તમારો પાલનાર ત

મારી પરવરશી કરનાર શાહ, શું તમોને આજેજી કરી લડાઈમાં જ વાની વીનંતી કરૂં ! અને તમો નાફરમાનોમાંથી કોઈ મારો હોકમ બજાવતું નથી! શરમ! તમારી એવી નાફરમાનીપર.

**કીનાબાઝ**—(ગરમ થઇ) નાફરમાની તે કંઈ જેવી તેવી ! બાહાદુર શાહા, મારૂં તો અસલથીજ તુંને કેહેવુંછે કે, આ હરામ ખોરો પર તું કશો પણ વીશવાસ ના રાખ, પણ તું મારૂં કહેલું પેહલાં માનતોજ નથી; હવે તુંજ નજરે જો, કે એ લોકો કેવા બેવફા છે, કે તું જેવો જાહોજલાલ બાદશાહ એવા માણસોની આજેજી ક રેછે, પણ તારા દરેક શુકનોને વજન ન આપતાં અપમાન કરી તેઓ થંડે પેટે બેસી રહયાછે—(બાજુપર) નાપાકજાદાઓ જુવોતો ખરા કે તમારી નાફરમાનીનો સવાદ કેવો ચખાડુંછું. "આગે ચલો બડી મજા હુએ"

**બાદશાહ**—પેહેલવાનો, આ વખતે તમો મારી ઈજત રાખો અને કંઈ પણ નીમખહલાલી બતાવો. હું તમોપર મેહરબાની ક રીને જણાવુંછું, કે તમારામાંથી જેબી દલેર આ લડાઈપર હીમતથી જઈ મુજી દુશમેનોપર ગાલેબ આવશે તેને મારૂં અરધું રાજ અને પરી ચેહેરેની દુખતર જરીરને બખશી દેવશ, અને મા રો દામાદ બનાવી સદાકાલ સુખી કરશ, માટે નીકલો બાહાર અને આ પ્યારામાં પ્યારી બેમુલ ચીજો મેળવવા થકી હીંમતથી જંગનો કશદ કરો. (દરબારીઓ એકમેકનું મોહોડું જોયછે.)

**૧ દરબારી**—(કુનસ બજાવી) ઓ ગરીબપરવર શાહ મેહર બાન, એ આપણી આગલ આવી પડેલાં મહાભારત કામમાં હમો ગ રીબ નાકેશની અકલ કાંઈ કરી શકતી નથી. તું જેવો દુર અંદેશ શાહ અને તારો કામેલ ભાઈ કીનાબાઝ એ બાબદમાં હમારાથી દશ હજાર મરતબે બેહતર કારકીરદી ચલાવવાને શકતીવાન છો, વા સતે સજાવાર તો એજ છે કે નામદાર કીનાબાઝેજ એ કામ શી રપર લેવું.

**૨ જો દરબારી**—હા, જેહાંપનાહ અકલમંદ પાદશાહ, મારા શરીકનું કેહેવું દરોબસત છે. હમારી રગોમાં વેહતું લોહી

તારા એકજ શુકન ઉપર રેડવા હમો તયાર છીયે, મગર એ ધારેલાં કામની ગોઠવણ વગેરે ભાઈ કીનાબાઝનેજ સોંપવી બરહક છે.

**મશકરો**—દરબારીઓ હુશીયાર તો ખરા દેખું ! જો કેવી સફાઈથી કીનાબાઝના કીનાની ધાર બુઠી કરી નાખી.

**કીનાબાઝ**—(બાજુએ) અરે ! વળી મારો કીનો અધુરો રહી ગયો ! મારી આશા ફરી કેટલેક દરજ્જે ભંગ થઈ. તોપણ ફકર નહી; સઘલાઓએ મારી સરફરાજી તો પોતેજ કબુલ કીધી, અને મારી કાંઈ ગણના કરતા નહીં હતા ત્યાં મને ફરી પાછું આદર માન મલે એજ હાલતો બસછે.

{પછી બાદશાહ તરફ ફરીને બાદશાહને કાંઇ સમજાવે
{છે તેટલાં રામશગરો ધીરે શરોદે ગાણું શરૂ કરેછે.

## ગાયણ.

"નાથ કએસો ગજકો બંધ છુડાયો"—એ રાહાપર.

શાહા રાખો ધીરજ ધ્યાન ધરીને
છોડો હીંમત કાં દીલે ડરીને—શાહા—ટેક.
મેહેર ખુદાની માગી તમો સૌ
ચાલો હીંમત કરીને
રંક ગુણીઓ રાય બનયાછે
એજ જવાળે ચઢીને—શાહા.
ધીરજથી ખરે ધન મેળવશો
કીરતી હાથ કરીને
ધીરજથી જય પામશો યોદ્ધા
શત્રુને ઠાર કરીને—શાહ.
પામવા જય બાણ રાખો ધીરજ જો
તો લાવશો શત્રુ હરીને
ધીરજથી બેસી રેહેતાં જે વનમા
પામે આખરે પરીને—શાહ.

{રામશગરો ગાયણ પુરૂં કરેછે તેટલાં કીના-
{બાઝ શાહ સાથે ગોફતેગો કરી રહેછે

**હસરત**—આફરીન છે ઓ શીરીન શરોદવાળી રામશગર, મારાં ઉસકેરાએલાં દીલને તારાં ધીરજ ભરયાં ગાયણથી સબર આવીછે.

**ફરેબકાર**—(બાદશાહને સેજદો કરીને) સુલતાન શાહ, આ ફર તો આસમાન સદા તારી મરજી મુઆફક ચાલજો અને તુંને ગમી કદી પણ હોતી ના. ઇજતપનાહ જેનાં કામ તે તેનેથીજ બને, શેર સાથે લોંકડી કેમ કરી લડે? ગમે તેવા આ તારા પેહલવાનો દલેર હશે તોપણ ઇરાની સીપાહોનાં કૌવતથી એ લોકો ઘણીકવાર આ જેર આવયાછે, ઇરાન જીતવા સારૂં લડાઇ કરવી તો બેજાછે. તારા વડીલો વઝીક એ જોરેમંદ દુશમનોથી હલાક થયાછે માટે જયાં કૌવત કરી શકતું નથી ત્યાં તદબીરનો ગોળો ફેંકવો જોઇયે, અને તે કારણસર કોઇ ફીતુરની જાળમાં તેઓના સરદારોને ઘેરી પછી મોટાં લશકર સહીત એકદમ ચહડી જઇ તે બોહોલો મુલક હાથ કરવો જોઇએ, માટે જો તું જેહાંપનાહનો હોકમ મુબારક હોય તો આ કમતર બાંદી તારે ખાતર આ ભારે કામ પોતાને શીર ખેંચી લેવાને ઇંતેજારછે, કારણ કે એવી ફીતુરની જાળમાં ફ સાવવાના કામ ઓરતો સીવાય બીજા કોઇથી બની શકતાં નથી માટે તારી રજાની રાહ જોઊંછું.

**હસરત**—આફરીન! સદહજાર આફરીન!! શાબાસ! એ રામશગર તું કોઇ ઓરત નહી પણ ખરોજ વફાદાર પેહેલવાન નજરે આવેછે! જા એ કામ બજાવવાને તુંને હુકમ આપુંછું. જા, ઓ નાજનીન, તારાં ફેલ અને ફરેબમાં તું પાર પડે એવી હું દુવા માંગતો રહીશ.

**કીનાબાઝ**—આમીન! ઓ રામશગર! નેકનામ શાહનું ચાહાવું તુંને આમીન થાજો. (બાજુએ) વાહવા રે ઓરત! તું તો કોઇ મકારે મકર કરવામાં મારેથી પણ હુશીયાર માલમ પડી આવી; દાનાઇ ભરી તદબીર જે હું નહીં કરીશકું તે તેં કહી સંભળાવી; ખોદા તારા જેવી ઓરતોને કાયમ રાખે કે કીનાબાઝના કીના અને મકરમાં મદદ મલે. જો ફરેબકાર અને કીનાબાઝ સાથે મલેતો દુનીયા જરૂર ઊંધી વળે.

**હસરત**—ચાલ, ઓ અકલમંદ ઓરત, તારાં કામ માટે તુંને જે જોઈયે તે માગ અને ચાહે તેટલો ખજાનો લે.

(સરવે દરબારીઓ જાયછે.)

**મશકરો**—જોયો તમાસો! ગરજ કેટલી આંધળીછે !! આ કમઅકલ શાહ ફરેબ અને ફંડની ફતેહ ઇચ્છેછે, પણ ખબર નથી કે "દગો કોઈનો સગો નથી." વાહ રે કીનાબાઝ! તારૂં તે શું ભલું થશે! બીચારા આ ભોલા શાહાના કાન ભેરવી નાહેકનો મીનાકેશો કરાવેછે. અરે! પણ જયારે માનનારો બેવકુફ ત્યારે ફીતુરીનો શું વાંક!! (જાયછે.

---

# પ્રવેશ ત્રીજો.

## શાહજાદી જરીરની ખોવાબધાહ.

જરીર એક સોનેરી પલંગપર સુતેલીછે; પણ જાગરૂતછે.

**જરીર**—(સુતેલી હતીને) બેકરાર દીલ, આજે તું કયા તોફાન દરીઆવમાં ડુબનારછે! ઊંઘ, મીઠી ઊંઘ, તુંને કયા દુશમને આજે મારી પાસેથી લુટી લીધીછે! નજદીક અરધી રાત ગુજરી પણ હજુ ખાબની અસર મારી પર થતી નથી, ખોદા જાણે મારા દીલમાં ડર શાનો લાગેછે! અરે! પણ એટલી બેકરારી શા વાસતે! હીંમત રાખ ઓ ધડકતાં દીલ અને તે કીરતાર પાલણહારનું નામ જુબાં પર લઈ જરા આરામએસ લે. (પાછી બીછાનાપર સુવેછે તેવામાં એકાએક ધડાકો થાયછે જેથી ચોંકીને પાછી ઉઠેછે) અરે! એ શું! એ ડરામણો દેખાવ કેવો! હું ઊંઘાઊંછું કે જાગુછું (આંખ ચોળીને) આ સ્વપનું તો નહી હોય!

**ફરેસતાઈ અવાજ**—બીહી ના જરીર તું હીંમતથી જાગ
શીખવા નશીહતો દુવા તું માંગ.
ભયંકાર દેખાવ ડરામણો બેશક
પણ છુપો એ ભરમ મીટાડશે દેહેશત.

**જરીર**—અરે ! પેલા બીચારા કોઈ મરદને દેવો શું કામ હેરાન કરતા હશે ? અફસોસ ! (કમકમેછે) અરે ! તેના ઉપર કેવું ઘાતકીપણું ગુજરેછે (દયાથી) અરે ! આવા ભયંકાર દેખાવમાં શીખવાનું તે વળી શું હશે ! અરે ! કોઈ—એ ડરામણો દેખાવ—એવો પાપી દેખાવ—મારે જોવો નથી.

**ફરેસતાઈ અવાજ**—જરીર તું એ શખસથી છે બેખબર
માટે લાગેછે તારા દીલમાં ફીકર.
છે એ ગુનેહગાર એને છે એજ સજાવાર
આ ડરામણા દોજખમાં એને નથી કરાર.
(જરીર ધ્રુજેછે)

**જરીર**—શું ત્યારે આ દેખાવ દોજખનોછે ? (બીહીને) ખોદા પનાહમાં રાખે ત્યારે તો, ઓ ગેબી અવાજ મને જાહેર કર, કે એ પાપી મરદે આ જેહાનમાં શું શું ગુનાહ ભરયાં કામો કીધાંછે ?

**ફરેસતાઈ અવાજ**—હસદ અને લોભમાં એ હતો ચકચુર
હમેશ ખુદાઈ રાહથી રેહતો એ દુર.
હસદ થકી નીરદોષના લેતો હતો જાન
તકોબરી તુંદાઈનું હતું અભીમાન.
લુટયા લાખોજન કીધાં કતલ બેશુમાર
પામેછે હવે સજા આ જેહાંન નાપેકાર.
બદી કરી દીલમાં ડરયો નહી જરા
દુખી કરી આદમને મેલવી ખુબ મજાહ.
નતીજો તે સરવેનો પામેછે હાલ
મારી જયારે જમે એ ઉપર ચુગાલ.
(જરીર ચોંકીને જોયા કરેછે.)

**દોજખી રૂવાન**—અરે ! ઓ પલીદો ! ઓ ! સેહેતાનો, મને હવે માફ કરો; મારાં પાપી કરમોની હું વાજબી સજા પામી ચુકોછું. અરે ! ખમાતું નથી રે બસ કરો ! તમારે પગેપડું ! ખમાતું નથી !

**એક દેવ**—નથી ખમાતું ? હવે નથી ખમાતું ?

**દોજખી રૂવાન**—અરે ! શું કમબખ્તી લાગી કે લોભ અને અદેખાઈ કરી દુનીયાને ખરાબ કીધી.

**જરીર**—(ધ્રુજતા અવાજે) લોભ અને હસદનો નતીજો આકેબત મલેછે, પણ અફસોસ ! કમસમજ ઈનશાન જરા પણ ડરીને તેમ કરવાથી પહરેજ રેહેતું નથી.

**ફરેસતાઈ અવાજ**—જરીર; આ ભયભીત દેખાવ, જે તું માણસજાતના પાપની સજામાં જુવેછે તેથી કુલ દુનીયાના લોકોને વાકેફ કરજે, અને તેઓને ગુમરાહીનાં અંધારાંમાંથી બાહાર કાહાડી સીધો નેકીનો મારગ બતાવજે; સબબ કે તે વાસતેજ આ દેખાવ તારી નજરે પાડયોછે.

**જરીર**—(પોતાના મન સાથે) અરે ! પારકાઓની કયાં વાત કરૂં. પેહેલાં મારા બાપ હસરતનેજ એ નશીહત આપવી પડશે. ઉપર જણાવેલા સરવે ગુનાહમાં તે કમનસીબ ડુબેલોછે.

**ફરેસતાઈ અવાજ**—ત્યારે તો તેના પણ એજ હાલ આ દુનીયામાં થશે. (જરીર ચોંકેછે.)

**જરીર**—ઓ ગજબ ! ગજબ ! અરે મારા બાપ ઉપરબી આવો સીતમ ગુજરશે ! અને તેબી વરશોનાં વરશો સુધી ! હાય ઓ ગાફેલ બાપ ! શું કામ બદી કરી દુ:ખી થવા ચાહેછે ? અરે ઓ ફરેસતાઓ, મુજ કમતરીન તેની બેટીપર દયા કરી, તેને માટે કાંઇ ઈલાજ બતાવો કે તેને તે ઈલાજથી સુખી કરૂં અને દુનીયાને પોતાના બાપ તરફની ફરજ શુંછે તે શીખવું.

**ફરેસતાઈ અવાજ**—જે ઈલાજ સરવેને માટે તે પાક પરવરદેગારે રાખેલોછે તેજ તારા બાપને માટે પણછે; તે એ કે તેની પાસે તેના અજીમ ગુનાહની તે કીરતાર હજુર માફી મંગાવવી અને જે જે માણસોને હેરાનગતી પોંહોંચાડી હોય તેની તોજેશ કરાવવી; તેનો બદલો તેને અથવા તેના ખેશાવંદોને અપાવવો, પોતાના દીલથી લોભ અને અદેખાઇને દુર રાખવાં અને ઈરાન સાથ લડાઈ કરવાથી હાથ ઉઠાવવો.

**જરીર**—બેશક એજ રાસત ઈલાજછે; હું મારા પેદરની રૂબ

રૂમાં જાઊં અને તેને એ બીનાથી વાકેફ કરૂં. હું ધારૂછું કે મારી નશીહત અને આજેજીથી તેનું દીલ પીગળશે અને બીજો નેક મારગ સુજશે. અગર તે મારૂં કહેલું તુછકારી કાહાડે તો તેના કીસમત! પણ હું તો મારી સાચી ફરજ અદા કરવા આગળ પડું. એક વખત તે જો મારી વાત સાંભળવાનો ઈનકાર કરશે તો મજબુતાઈથી પણ પુરાં આદરમાન સાથે તેને ફરીને કેહવશ અને તેને બદીથી દુર કરી નેક રાહાપર ચલાવાને મારાથી બનતું કરશ.

**ફરેસતાઈ અવાજ**—ત્યારે તુંને બેઉ જેહાનનું સુખ હાંસલ થઈ ચુકું એમ જાણજે. જા, તારા કામમાં ખોદા તને મદદ કરે.

**જરીર**—(અંદર જોઈને ધ્રુજતી) અરે! વળી આ દેહેશતનાક કકલાટ ઉપજે એવો દેખાવ શાનો? શું કરવા આ બીચારા માણસ પર આવો આજાબ ગુજરેછે? તોબાહ! તોબાહ! એ કેવો હાય અને અફસોસ કરેછે. ખોદા ખાતર એ દેખાવને કોઈ મારેથી દુર કરો.

**ફરેસતાઈ અવાજ**—જે ગુનાહથી હજારો માણસો જોખમમાં આવે તેજ અજીમ ગુનાહ એ કીનાખોરે કીધોછે. એના ફરેબથી સેંકડો માણસો પાયમાલ થયાંછે. હજારોની લાજ લુટાઈછે લાખોનાં ઘેરમાં માહેતમનાં અવાજો જારી થયાછે.

**જરીર**—ખોટી ખુશીમાં મગરૂર રેહેતાં ઈનશાનો, આકેબત બીજી જેહાનમાં શું મલેછે તેનો વીચાર નહીં કરતાં હજારો પાપોના બોજા માથે ચહડાવી ખુશાલ રેહેછે પણ કોણને ખબરછે કે તેથી આવો નતીજો મલેછે. અફસોસ છે માનવીઓના આવા કમ વીચારપર!

**દોજખી રૂવાન**—(કકલાટથી) અરે! કોઈ છોડવોરે; અરે! આ ભારે સંકટ મારાથી નથી ખમાતું; હું પશેમાનછું; મારો કરપીણ ગુનાહનો પુરેપુરો બદલો મલી ચુકયોછે.

**દોજખી બીજું રૂવાન**—બસ બસ હવે મેં જોઈ લીધું; ઓ હેરમનો! તમો એકદમ જુલમ કરી લેવો પણ એમ રફતે રફતે રીબાવી રીબાવીને હેરાન ના કરો.

**એક દેવ**—હવેતો જેવાં બી રોપયાં તેવાં ફળ ચાખ.

**જરીર**—બસ કરો, બસ કરો, અરે, એ પુરતી સજા જોઇ લાયક નશીહત પામી ચુકયો હવે જતો મુકો.

{એકાએક દોજખનો દેખાવ નાબુદ થઇ બેહેશતનો દેખાવ નજર આવેછે. જરીર ચોંકીને ઉભી રેહેછે.

## પ્રવેશ ચોથો.

### બેહેસતનો એક બાગ.

અશો રૂવાનો અને ફરેસતાઓ સાથે મલી બંદગી કરતા માલમ પડેછે—સરવેએ દીલમાં સફેદ લેબાસ પેહેરેલોછે—તરેહવાર ખીલેલાં ફુલોથી બાગ પથરી રહયોછે—બુલબુલોના અવાજ જારીછે—સરવે સંગેમરમરના એક ચબુતરા આગળ ઊભેલા દેખાયછે—તેઓની સનમુખ એક સોનેરી આફરીંગાનયુ છે—આતસ સળગેલોછે—ખોદાની તારીફનું ગાયણ થાયછે.

#### ટપો—ભેરવી.

એક હરનામ જપીલો
જપીલો મન મેરે
પાર પડે સહુ કામ ત્યારે—એક હર.
જો રબ નામનું સ્મરણ ચાહો સદા
જીનંતમે પોહોચે ડેહરે રે—એક હર.

{જરીર બેહેશતનો દેખાવ જોઇ ખુશી થાયછે અને ત્યાંના અશો રૂવાન વીષે ફરેસતા તેણીને સમજ આપેછે.

**જરીર**—દીલખુશ, મનખુશ અને સઘલું ખુશ મને લાગેછે. આ ખુશ દેખાવે મને ખુશ કરીછે. દોજખના ડરામણા દેખાવથી હું હેમની ગઇ હતી પણ આ બેહેશતના દેખાવથી હું પાછી શાદમાન થઇછું. અરે! દોજખની ગંધીલી બદબોને બદલે હયાંતો મગજને તર કરનારી ખુશબોનો સુગંધ પથરાઇ રહયોછે. આંખને તાજગી આપનારી તમામ લીલોતરી હયાં હું જોઉંછું. ઝાડો તમામ

ફળથી ભરાઈ ગયાંછે, ખુશબોદાર ફુલોનો તો હયાં કાંઈ થાગ નથી. વળી પેલા પાણીના નીરમળ ચશમા કેવા મજેના ચાલેછે, તે આબે હયાતનો નહીં હોય ! ખુદરતનો તમામ બાહાર ગોયા ખીલી નીકલયોછે. પંખેરાંઓ ઝાડની ડાળીપર બેસી તે કીરતારની બક્ષેસ ની તારીફમાં દીલખુશ અવાજે ગાયણ કરેછે. થંડો પવન દીલને આરામ આપે એવો ફુકેછે. રોશની ! કોઈ વેળા નહી જોવામાં આવેલી રોશનીથી તમામ આ બાગે ગુલજાર રોશન થયોછે. વળી અહીં માણસો સદા મગન, ખુશ અને ચેન કરતાં નજરે આવેછે, કોઈનાં મોહોડાંપર જરાએ ફીકર કે દલગીરીની નીશાન માલમ પડતી નથી. વાહ એઓનાં કેવા નુરાની ચેહેરા જેમ ફલક ઉપર તારા ઝગઝગયા કરેછે તેમ ઝળકેછે !! એનો ભેદ શું હશે ! ગમે તે હો મને તો હયાંથી જવા નથી ગમતું; હું તો હયાંજ રહું—આ સદાનું સુખ જોઊં.

(તે બેસેછે અને ખોદાની બક્ષેલી નયામતમાં ગાયછે.)

**ધ્રુપદ—રાગ ભેરવી.**

જોત રચ્યો સમાન—એ રાહ.

ગાવું તારાં વખાણ
પ્રેમથી દયા કર
ક્ષમા માગું છું હું નાર
પાપ જેબી થાય થાય—ગાવું.
તુંજ શરૂસતી સરજનાર
શકતી તારીછે અપાર—ગાવું.
તુંછે નીરંજન તુંછે નીરાકાર
તારૂં નામ પાક નામ
લઊંછું વારંવાર—ગાવું.

**ફરેસતો**—જરીર, તું આ દેખાવથી ખુશ થઈછે અને તે કીરતારની બક્ષેસના શુકરાનાં કરેછે અને એ દેખાવનો તું ભેદ જાણવા માંગેછે, તે હું તુંને જણાઊંછું. તું જાણ કે, એ દેખાવ રોશન બહેસતનો છ. ધયાનમાં લે, એ તુંને તે દુનીયામાં ઘણું કામ આવશે અને તે મુજબ ચાલવાથી તારાં મરણ પછી તું પણ બહેસત પામશે.

**જરીર**—(હરખમાં આવીને) ત્યારે એ નુરમંદ ફરેસતા, મારી નજર આગળથી ભેદનો પડદો દુર કર અને જે શીખવવું હોય તે શીખવ. પેલો સામેનો નુરમંદ અને ખાલેશ ચેહેરો કોણ નામવરનોછે?

**ફરેસતો**—સાંભળ જરીર; એ એક પાદશાહ હતો, એ નેક કેરદારનો હતો અને એનામાં લોભ અથવા બુરાઈ હતીજ નહીં.

**જરીર**—આફરીન! એની એ નેક ખસલત ઉપર.

**ફરેસતો**—એ જોરેમંદ હતો, એ ચાહતે તો દુનીયાનાં દરમીયાનમાં ઘણાં ફળવંત અને નામીચાં રાજ્યો જીતી લેતે, ચાહતે તો બેશુમાર માલ ખજાનાનો ધણી થાતે પણ તેવો લોભ એણે કદી બતાવયો નહીં હતો.

**જરીર**—આહા! કેવાં ઉદાર દીલનો એ હોવો જોઈએ!

**ફરેસતો**—એણે પોતાનાંજ રાજ ઉપર સબુરી પકડી, અને એક ભલો લોભ બતાવયો, તે એકે પોતાની પરજાનું કલયાણ કરવા ઉપરજ એણે રાત દીન ધયાન આપયું, અને અદલ તથા રાસત ઈનસાફે ચલાવયો. મોટા દમામો અને ફીસીઆરીખોરા દેખાવ કરવાનાં કરતાં સાદાઈ પસંદ કરી નેકી જમાવાની અને આ મીનોઈ જેહાનમાં બેહેસત પામવાનીજ ઉમેદ રાખી.

**જરીર**—(મનમાં) મારો બાપ પણ જો પોતાનાં રાજ ઉપર સબુરી પકડે તો બંને જેહાનમાં તે કેટલો સુખી થાય વારૂં! (ફરેસતાને) વારૂં નેક ફરેસતા, આ સદા મધન અને અજમતી ચેહેરાનો ભલો મરદ કોણ છે?

**ફરેસતો**—એ ભલા મરદે દુનીયામાંથી કીનાનું નામ નાબુદ કરવાને કશદ કીધો હતો. પોતાને સતાવનાર અને પોતા ઉપર જુલમ કરનાર ઉપર પણ કીનો લેવાની વાત નહીં કીધી. જેઓ કીનાનાં બી રોપી ખોદાતાલાની ખલકતને તારાજ કરવા નીકલયા હતા, તેઓને તે કામથી એણે વાળયા અને જુલમગારોના હાથમાંથી કમજોર અને નીરદોષને બચાવયાં હતાં.

**જરીર**—એના ભલાં કામનો નતીજો તે આ બેહેસતછે, પણ

વારૂં આ ભલી, સદા મઘન અને ઝલકાત ભરીયા ચેહેરાની છોકરી કોણછે વારૂં ?

**ફરેસતો**—એ નેક ખસલતની અને મોટાં ડાહાપણવાળી અને બુલંદ હીંમતની હતી• બુરાને બુરો અને નેકને નેક કેહેતી હતી• પછી તે જોઈયે તો અમીર, સોદાગર, અથવા પાદશાહ કાં નહીં હોય• સબબ કે બુરાને નેક કેહવો એ બુરાઈને ઉત્તેજન આપી તેના ગુનાહમાં શરીક થવા સરખું પાપ સાહમજતી હતી.

**જરીર**—આહા! આ કેવી હીંમત અને નેકીનો ચાહ!

**ફરેસતો**—એણે બદકારોને બદ કહયા માટે તેઓએ પોતાના પૈસા અને વગથી એના ઉપર જફા ગુજારવામાં કાંઈ બાકી નહીં રાખયું• પણ તેની દરકાર નહીં કરતાં એણે બુરાઓની બુરાઈ આશકારા કરી અને તેથી ઘણા બુરાઓ આખેરસ પશેમાન થઈ ઠેકાણે આવયા અને એની વાત નહીં માની તે માટે પશેમાન થયા•

**જરીર**—ત્યારે મારે પણ એમજ કરવું જોઈયે• (મનમાં) મારા બાપને તેના નાલાયક કામથી અને પેલા મારા બેઅકલ કાકાને પણ તેના અઘટીત અને ધીકાર ભરેલાં કામથી પાછો રાખવાને બનતું કરી બેટી તરીકેની સઘલી ફરજ અદા કરૂં અને તેના બદલામા બેહેસત પામું•

(ફરેસતાઓ દેખાવ એટલામાં ગેબ થાયછે.)

---

## પ્રવેશ પાંચમો.

### જેહુન નદીનો કીનારો.

ફરેબકાર રામશગરે ઈરાની સરદારોને ફસાવવા માટે ડેહેરો નાખેલોછે. એક જંગી નામનો ઈરાની સરદાર શીકારી પોશાગ પેહેરીને ફરેબકાર સાથે ડેહેરાની બાહેર વાત કરતો ઊભેલો જણાયછે.

**જંગી**—માહાતાબને શરમીંદગી પોહોંચાડનારી પરી શીકલ નાજનીન, તારી શાહાજાદીનો દુખ ભરયો હેવાલ સમજી હું દલગીર છું• ભલી ઓરત, તું તેણીને જણાવજે કે હું ઘણીજ સંભાળથી

તે નેક બાનુને ઈરાનના રાસત રાહપર ચાલનારા શેહેનશાહ નેક બખ્તની રૂબરૂમાં લઈ જયશ. તે સરફરાજ શેહેનશાહ તેણીને ઘણીજ સંભાળથી પોતાનાં વતનમાં રાખશે અને તેણીને કશી પણ રીતની ઈજા થવા નહીં દેશે. દુખીઓની અને તેમાં ખસુસ કરીને અબળા જાતની દાદ લેવી અને તેઓનું સંકટ ટાળવું હમો ઈરાનીઓનું સૌથી પેહેલું કામછે માટે એ વીષે તું બેફીકરશ રેહે.

**ફરેબકાર**—નેક જવાન, હું તે કમનસીબ શાહજાદીને તારો પેગામ પોહોંચાડશ; તે તારી આવી રેહેમદીલી જોઈ ખરે ખુશી થશે, પણ ભલા દોસત, તું આજની રાત આ સુંદર ડેહેરામાંજ આરામ લેશે તો તારૂં ભારી હેસાન થયલું કેહેવાશે. બામદાદ થતાંજ આપણે ઈરાન તરફ કુચ કરી જશું. હું તે દુખી થયલી શાહજાદીની દાસીછું, તેના સાથ હું દેશ છોડી આવીછું. ગાયણનો હુનર હું ઘણો સરસ રીતે જાણુંછું તેથી તારાં થાકેલાં દીલને, મારા મીઠા શરોદથી, તાજું કરશ.

**જંગી**—જો તું ભલી નારનો એવોજ ઈરાદો હશે તો તારી ખાહેશનો ઈનકાર કરી તારૂં દીલ આજુરદે કરવા હું ચાહાતો નથી. તારી અરજ હું ખરાં જીગરથી કબુલ કરૂંછું પણ યાદ રાખજે, તારા તુરાનીઓનાં કરતુક ભરયા ખવાસ ઉપર ના જતી.

**ફરેબકાર**—(હાથ ઉંચો કરી) તે ખોદાવંદ મને તેવા દગાખોર કામથી દુર રેહેવાની શકતી આપે. ભલા જવાન કશી ચીંતા નાકર (બાજુએ) અંદરતો આવ પછી જો, શું રસતો કરૂંછું. (હસીને) બીચારો તુરાનની શાહજાદીને ઈરાન લઈ જવા તૈયાર થયોછે પણ ખબર નથી કે થોડાવારમાં તુરાનની બેડીથી સીકરાઈ હમેશાં સુધીનો કેદમાં પડશે.

{અંદર લેઇ જાયછે અને બીજા ઘરાની સરદારો જાહેલ, ખુશચેહેર, નોજાદ, વગેરે આવેછે.

**જાહેલ**—બીરાદરો, આવી એકાંત જગામાં આ ડેહરો કોણે મારયો હશે વારૂં! ભાઈઓ આવો તો ખરા જરા નજદીક જઈ તલાસ કરયે કે એ કોણનોછે. (તંબુની નજદીક જઇ અંદર ડોકું કરીને જંગીને જોઇ બોલછે) ઓહો! એમાંતો આપણા બીરાદર જંગી

પધારયાછે. વાહ રે ! રંગીલા બાહાદુર, સાબાશ ! શરાબની જામ અને હુર શીકલ ગાનારી પણ એવણ સાહેબની પાસેજછે.વાહ રે ! આજનાં જશનનો દીવસતો આપણને મુબારક વધાઇ ભરીયો માલમ પડેછે. ખોદાની બક્ષીસથી ઈરાનાં બચાને ખુબસુરતી, સુખ અને બાહાદુરી એ સરવે મલેલાંછે.

**નોજાદ**—બીરાદર, આવા રળીઆમણાં દેખાવમા પરવરદે ગારે ગોયા આપણનેજ માટે આ સુંદર રામશગરને મોકલી દીધી છે. ભાઈઓ જરા શાંત થઈ આ બુલબુલી હલકની લેહેરતો સાંભળો; શીકારની મોજ અને આ નદીના કીનારાની થંડી લેહેર સાથ વળી માહાતાબી મુખડાંની શીરીન શરોદ નાજનીન પોતાનો અવાજ કાહાડી સરવે ખુશીને સાથે મેલવેછે, એ કેવી ખોદાની બક્ષીસ ! વાહ !!

**ખુરચેહેર**—ભાઈ, ખાનાર પીનારને ખોદા આપનાર—આપણી નઈયત નેકછે તો પછી સરવે સુખ આપણને મલે તેમાં અચરતી શું છે !

**જંગી**—(ડેહેરાની બાહાર આવી સરદારોને જોઇને) કેમ મારા બાહદુરો, તમો સઘળાઓ બાહાર ઉભા રહી શું વીચાર અને વીમાસણ કરોછો ? જોયો આ ડેહેરો અને સાંભળયો પેલી શીરીન હલકનો મીઠો શરોદ ? આ ડેહેરો તો આપણા દુશમન તુરાની બાદશાહ હસરતનોછે પણ એમાં વસનારી નાજનીન આપણા દોસત કરતાં વધારે ખેરખાહ અને નેકછે. તુરાનના બાદશાહ હસરતની બેટી જરીર આપણા નેકબખ્ત શાહાના આસરા તળે આવવા ચાહેછે માટે આજની રાત અતરેજ ગુજારી બામદાદ થતાંજ આપણા પાકીજે વતન ઈરાન તરફ તે શાહજાદીને લેઈ કુચ કરી જશું.

**જાહેલ**—ચાલો ભાઈઓ, ભલાં કામમાં ધીલ કેવી, જયારે ચાલી ચલાવીને લક્ષમી ચાંલો કરવા આવી ત્યારે મોહોડું ધોવા જવું મુનાસેબ નથી. શીકાર કરતાં કરતાં થાકી ગયા છઈએ તેથી આ લાલમ લાલ શરાબની જામ ઉડાવી જરા આરામ ભોગવશું.

**નોજાદ**—ચાલો ભાઈઓ, મનેબી ગાયણ સાંભળવાનો શોખ છે તે આવી ખુદાઇ બક્ષીસથી પુરો પાડશું; ચાલો એબી આપણી

સરજત ત્યારે કેની ! ઓ ખોદા ઈરાની બચાઓને તારી પનાહના સાહેઆ તળે કાયમ રાખજે.

**ખુશચેહેર**—પણ ભલાં માણસો આવો કુદરતી દેખાવ અને પવનની તાજી લેહેકી છોડી અંદર કયાં ગરમીમાં ભુજાવા જાઓછો; અહીંજ બેસી જાઓ અને તે નાજનીનને પણ અહીં બોલાવો.

**જંગી**—એબી દરૂસતછે; સબુર કરો ત્યારે તે પરીચેહેરને બોલાવી લાવું છું.

(જંગી અંદર જઈ ફરેબકારને તેડી લાવેછે—સાથે સાહેલીઓ પણ આવેછે—સાકી શરાબ લાવી સરવેને જામ ભરી ભરીને આપેછે; રામશગરો ઇરાનીઓની તારીફમાં ગાયણ ગાયછે.)

**ગાયણ.**

**ચતરંગ—ખમાચ**

ચતરંગ રસમાં તાન સુનાવું—
ગાવું સઉ ગુણીજણની પાસે
માહા ગુણોથી ઈનામ પાવું—ચતરંગ૦
જેની કીરતી હરદમ પરવર સરસ સમજાય—
તેનાં દેદાર શરવર સુંદર તુરાને થાય
તુરાની નાર ગાય શુભ વાણી—ચતરંગ૦
ઉલટ ઉલટથી છાતી હરખમાં—
ઉભરાય ઉભરાય વખાણ ગાય ગાયરે સુનાય
યાદ પરવર શાદ દીલકર ઈરાની શીફાત
નીત રંગરાગ પામો સઉ સાથ—ચતરંગ૦

**જાહેલ**—આહા ! કેવો મીઠો હલક ! ! મારાં થાકેલાં દીલને આ અજમતી શરોદે રાહાત બક્ષીછે. (ખુશીમાં આવી શરાબ પીએછે) આહા ! આ પરીચેહેરેની નાજનીનપર શું ખોદાની મેહેર હશે કે આવો મીઠો હલક બખશીઓછે ! રાસતછે ઓ પરીપેકર, તારા શુકન દરૂસતછે. ઈરાની સરદારોની તારીફ કુલ જેહાનમાં મશાહુરછે, અને તેવોજ તારીફ લાયક નરેશેર હું પણ છેઊં.

**ખુશચેહેર**—અલબત ! બીરાદર તેમાં શું શકછે, હજુર

બીજી બે તરણ જામ ઉઠાવશો કે દુનીયાના જીતનાર તમોજછો એમ પોતાને ગણશો.

**જાહેલ**—(જરા ગુસે થઇને) ખુશચેહેર વારેઘડીએ મજાક કરવી ઠીક નથી. મશકરી કયાં કરવી અને કીયે વખતે કરવી તેથી તું અંજાણોછે. દરેક વખતે મશકરી કરી હસવા કરતાં રડવું બેહેતરછે.

**ખુશચેહેર**—(બાજુએ) લે, આ મરચાં ખાઇ તીખા બનેલા કાકા અહીં કયાં તેજી બતાવવા આવેછે. (જાહેલ તરફ ફરીને) બીરાદર જાહેલ તું મારૂં કેહેવું સમજતો નથી અને નાહેકમાં શું કામ ગરમ બની કુવામાં પડેછે. હું કયાં કહુંછુ કે તું ઇરાનીઓમાં નામનો ઉઠાવનાર નથી ! તારી શમશેરનું તેજ જોઇ વાદળ નીચે પડેછે; તારી શાનનો જવાં "બલદ" અરે (મોહોડાંપર તમાચા મારી) જવાં મરદ હક્તે કેશવર જમીનમાં કોઇ થયો નથી અને થશે પણ નહીજ. (બાજુએ) ચહડ જા બેટા સુલીપર.

(બધાઓ હસેછે.)

**જાહેલ**—(જરા મીજાજમાં આવી છાતી કાહાડીને) ખુશચેહેર અને તમો ભાઇઓએ ખાતરી કીધીછે કે જયારે હું જંગનાં મેદાનમાં ઘોડાને જોલાણ દેવુંછું, ત્યારે મારા કદાવર ઘોડાનાં ભારી પગલાંથી એટલીતો ગીરદ ઉડેછે કે આસમાન ઘંકાઇ જાયછે. મારો ભારી ગુરજ ઉઠાવુંછું ત્યારે મહસત બાજુનાં પેહેલવાનોને કુટી નાખી મોમ મીશાલે નરમ બનાવુંછું અને જે પરમાણે જંગી સીંહ બાહારનાં ગરજનાનો અવાજ સાંભળી ગાભરો બનેછે તેમ હજારો આદમીઓ મારો બુલંદ અવાજ સાંભળતાંજ નાહાસભાગ કરેછે. જયારે મારી તેજદાર શમશેરને મયાનમાંથી બાહેર ખેચુંછું ત્યારે જેમ પતજડીનાં પવનથી ઝાડનાં પાંદડાં ખડી પડેછે તેમ સેંહેંકડો આદમીઓનાં શીરને જમીનપર ખરતાં કરૂંછું. હવે વીચાર કરો બીરાદરો કે જો હું નહી હોઊં તો તે વખતે તમારા શું હાલ થાય !

**બધાઓ**—બુરા ! ખરેજ બુરા !!

**જાહેલ**—બેશક ઇરાનનું તાજ આજે મારેથીજ ટકી રહેલું

છે, જો હું હયાત નહી હતે તો તમો તુરકી બાદશાહ હસરતના હાથપર મારયા ગયા હતે.

**ખુશચેહેર**—(મશ્કરીથી) તો, તો, ભાઈ એવા દીલાવરછે કે મુકી રેટલીને જોરમાં એકજ મુકી કકડાવી ભાંગી નાખેછે, લડાઈનાં મેદાનમાં એવણની દલેરી જોઈ ભલા ભલા પેહેલવાનો અજબ થાયછે.

(બધાઓ હસેછે.)

**જંગી**—(ગુસાથી) એ ભાઈ જાહેલ, તું ગમે તેનું નામ લે, ને સરવેને માટે બોલજે પણ મારૂં નામ ના લેતો, ખબરદાર.

**ખુશચેહેર**—(બાજુપર) ઓહો ભડકું લાગું ખરૂં ! હવે જોવાની મજાહ પડશે. અરે તારૂં સતીઆનાસ જાયરે શરાબ ! તુંબી કેવો કજયાખોરછે કે ઘડીની વચમાં તારી દોસતીના કરનારને તેની પોતાની હાલત વીસરાવી મેલેછે.

**જાહેલ**—(જરા દારૂની કેફમાં) જંગી ત્યારે શું તું મારી બરોબરી કરવા માંગેછે ? પણ એવું કદીબી બને કે ! તું કયાં ને હું કયાં. હું એક બાદશાહી તોખમનો નબીરો ને તું તો એક હલકો લુહાડ.

**જંગી**—હું તારી બરોબરીઓ થવા ચાહાતોજ નથી; ખોદા તારી હીંમતને તારીજ પાસે રાખે. અગર તું બાદશાહી તોખમનો હશે પણ હું મારાં લુહાડી ખાનદાનમાં મગરૂર છું. તારે યાદ રાખવું જોઈયેછે કે, એકવાર લુહાડનીજ હીંમતથી ઈરાનનું તક્ત ખોહવાયલું પાછું મલયું હતું માટે હું તુંને સાફ જણાવું છું કે, હવે તારા હલકા શબદો વધારેવાર શાંખી શકવાનો નથી.

**જાહેલ**—(તોરમાંજ) અરે જા જા, તારી પરવા કોણ કરેછે. હું એક વખત તો શું પણ એક હજાર અરે એક લાખ વખત બોલવાનો ને ફરી બોલવાનો; હું કાંઈ તારા જેવો હીચકારો નથી કે મુંગોજ રહું.

**જંગી**—(ઉભો થઈ ગુસાથી) જાહેલ, તું તારા જંગલી ખવાસનો આવો નીચ લાભ નાલેતો. નાહીંમત અને હીચકારા શબદ તારા જેવાનેજ છાજતાછે. અગર તું શાહાજાદો હશે, પણ મારીનો ખાતરીછે કે તારામાં શાહાજાદાની રીતભાત બીલકુલ નથી, માટે તારે વીષે મને ખરેજ અંદેશો ઉપજેછે.

**જાહેલ**—(લડતે સારૂ) તુંને અંદેશો કાંય નહીં ઉપજે ! કારણ કે મારી બાહાદુરી તારી આંખમાં હસદ પેદા કરનારીછે.

**જંગી**—જેઓ ખરા દલેરછે, જેઓ લડાઈનાં મેદાનને મોજીલો બાગ ગણેછે તેઓને પારકાની દલેરી જોઈ હસદ ઉપજતો નથી; પણ ઓર તેઓ ખુશી થાયછે. પણ ખરા દલેરોમાં એવી બડાઈ મારવાની ટેવ નથી રેહેતી કે રજાલી ઓરતની માફક પોતાની બાહાદુરીનાં પોતેજ વખાણ કરે—જાહેલ તું જ્યારે મને બોલવાનીજ ફરજ પાડેછે ત્યારે તો સાંભળ ને જવાબ આપ કે જયારે કામુસજંગીએ તુંને લડાઈના મેદાનમાં કમંદથી સીકરી લીધો તે વખત ગુપચુપ આવીને હું જો કમંદ કાપી નહીં નાખતે તો તારા હાલ શું થતે ?

**જાહેલ**—(હસીને) હવે કેહે કે રજાલો કોણ બનયોછે ? એક માણસપર ઉપકાર કરી પછી તે વીષે આ ઓરતો આગળ બડાઈ મારવા નીકળયોછે પણ એથી તો તારા ઉપકારનો અપકાર થયો, તું જંગી શેરમાં નામ ખપાવા ચાહેછ પણ હુંતો કહુંછું કે તું એક હીચકારી લોંકડીછે.

**જંગી**—(ઘણા ગુસાથી) નહીં, નહીં, હું હીચકારો નથી, અગર તુંને મારી દલેરી અજમાવવી હોય તો આવ, મેદાન પડ ને જો કે શું કરૂંછું.

{જાહેલ મુંગો મુંગો બેસીને હસીઆ કરેછે—જંગી ચીરડાઈ જાયછે.

**જંગી**—કેમ, હવે બીહીકણ ઓરતની માફક બેસી શું કામ રહયોછે ? હીચકારા, આવ તારામાં હીંમત હોય તો મેદાન પડ.

**જાહેલ**—(ગુસાથી ઉભો થાયછે) જયારે તું મને હીચકારો ગણી લડાઈમાં ઉતરવાની ફરજ પાડેછે તો ચાલ આવ, હવે તારી માતાનું દુધ હલાલ કર.

(શમશેરપર હાથ નાખી મયાનમાંથી બાહેર કાહાડેછે.)

**ફરેબકાર**—(બાજુપર મનમાં) આ બેઉ જણા કપાઇ મરેતો કેવું સારૂં ! જે ઓછા થયા તે ખરા.

**ખુશચેહેર**—(બાજુપર બીજાઓને) ચાલો, કામતો આગળ વધયું હો• આ આપણા ફરબે ડુંબા જાહેલતો પોતાના કાનનાં શીંગડાં ઉભાં કરી તૈયાર થયાછે પણ ખબર નથી કે દીલાવર જંગીના એકજ હાથે જમીનપર પછાડા ખાવાના•

{સઘળાઓ વચ્ચે આવીને જાહેલ તથા જંગીને અટકાવેછે.

**દુરઅંદેશ**—બીરાદરો, આ શું બીના ! અરે આ તુરાની ઓરતો આગળ આપણી ઈજતને ડાઘ લાગેછે તેનો તો અંદેશો કરો ! શું તમો પોતપોતામાંજ લડીને મરી જવાનાં ! અરે કમબખ્તો, પોતપોતાની મારામારીમાં તમારૂં રાજબી ફના થશે• હું ખરૂં કહુછું કે તમો જેટલા દીલાવર છો તેટલા અકલમંદ નથી•

**ફરેબકાર**—(બાજુપર) અરરર ! એ પીડા કયાં વચે આવી• અરે હમણાં આ બેમાંથી એક જમીનદોસત થાયતો મારૂં અરધું કામ સેહેલ થાય• કયાં ક્વાબમાં હાડકું આવી નડયું !

**ખુશચેહેર**—(જાહેલ આગળ જઇને) પ્યારા બીરાદર, અગર કોઈની તરફ નહીંતો મારી તરફ દયા બતાવી આ શમશેર મયાન કર અને કપટ દુર કરી શેતાનનું મોહોડું કાળું કર કે સરવે બળા દુર નાહાશે•

**ફરેબકાર**—(બાજુએ) અરે બળા નાહાસી તે કેમ જશે• એતો પગે વળગી ચુકી ; બધાઓ જો પોતપોતામાં લડી મરેતો એ લોકોનાં લોહીની રેલ જોઈ હું કેવી સંતોષ પામું ! પણ હવે જયારે સમજુતી પર વાત આવીછે ત્યારેતો ભલી બની જઈ ભલાઈ લેવાનો વખત ચુકવો નહીં• (પેહેલવાનોની આગળ જઇ) શુરા સરદારો, તમો પાસ વીનંતી કરી અરજ ગુજારૂંછું કે, કોઈનો નહીંતો મુજ બેવારસ દાસીનો શુકન કબુલ કરી કીનાથી હાથ ઉઠાવો અને એક આફતમાં આવી પડેલી દુખી શાહાજાદીના બચાવ સારૂં તમારી શમશેર મયાન કરો• તમારૂં ભારી હેસાન હમો નાચાર નારીઓપર થયલું કેહેવાશે•

**સરવે જણાઓ**—દલેર જાહેલ આ નેક ચાલની નાજનીનનું કહેલું માનય કરી શમશેર દુર રાખ•

**જાહેલ**—(ઘણીજ ખુશીથી અને ભપકાથી) સરો ચશમથી, નેક બીરાદરો, આ પરીનું કહેવું હું કબુલ કરૂંછું.

(જાહેલ તરવાર ફેંકી દેછે.)

ફરેબકાર જશનની મુબારકબાદીનું ગાયણ શરૂ કરેછે. સરવે સરદારો ખુશીમાં આવી શરાબ ખુબ પીયેછે—ફરેબકાર ગાતાં ગાતાં બેસુધીનો અરક દારૂમાં નાખી સરવેને પાઈ બેફામ બનાવેછે—કોઈ ખુરસીપર તો કોઇ જમીન પર એવી તરેહવાર રીતે બધાઓ બેસુધ થઇ પડેછે.

## ગાયણ—ગઝલ.

નોરોજ રોજ શાહેજમ અવલ કરેછે—એ રાહપર
નોરોજ આયો આજ જેહાંમે પુકારછે
ખીલીઓ ચમન ખુશીનો મોજનો બહારછે
ખુશરૂ જવાંનો આજ બનેછે ગુલાબી પોશ
શીનામાં ઇનદલીબના હસરતનો ખારછે—નોરોજ.
મીજલસ ખુશીની તમોવી તરતીબ કરો આજ
ચકચુર જશને એશમાં સઉ બેશુમારછે—નોરોજ.
ફરી સાલ બાદ આવશે એ નોરોજ દીલફીરોજ
આ મજાહ પણ કીસમતમાં કયાં વારેવારછે—નોરોજ.
મેહફીલમાં આજે રંગ ઉડેછે બહારનો
દોલત લુટાય ચાર તરફ શું શુમારછે—નોરોજ.

**ફરેબકાર**—વાહ વાહ! શીકારતો ઠીક સપડાયા; હવે સી તમની સાંકળથી બાંધી બાદશાહ હસરત પાસે લઇ જાઊં કે તે મારી હુશીયારી જોઈ ખુરબાન થાય. આવો સાહેલીઓ (સરવે સાહેલીઓ દોડી આવેછે) આવો, તમારા નાજુક હાથે આ પીલતન કદનાઓને લોહોડાંની મજબુત જનજીરથી એવા સીકડો કે સેજવારમાં એવોનાં બળનાં જોરથી તે તોડી નહીં શકે.

**સાહેલીઓ**—જેવો તું નામદારનો હુકમ.

(સરવેને બાંધેછે.)

**ફરેબકાર**—અરે આ ઇરાનીઓ જોકે ભારી જનજીરથી બાં ધેલા અને બેહોશછે તોય એઓને જોતાંજ છાતી ધાસતીથી ધડક

ધડક થાયછે તો પછી એ લોકોને હુશીયારીમાં જોઈ કોણનું દીલ નહીં કાંપે. (જંગી તરફ જોઇને) તું જંગી સરદારને ખોદા કાયમ રાખે—તારૂં કદાવર તન, ખુબસુરત ચેહેરો, તારી મહસત બાજુ જોઈ મારૂં દીલ મોહોબતથી તારી તરફ ઉસકેરાયછે, પણ નાચાર! બાદશાહ હસરતને કોલ આપી ચુકીછું તે તોડવો મુશકેલછે.

(પડદો પડેછે.)

---

# અંક બીજો.

## પ્રવેશ પેહેલો.

### બાદશાહ હસરતનું દીવાનખાનું.

**કીનાબાઝ દાખલ થાયછે.**

**કીનાબાઝ**—(બાદશાહને આવતો જોઇ) પેલો હસરત સામેથી અતરેજ આવેછે, એના ચેહેરાપર કોતરાયલી વરકપરથી કોઈ વધાઈના સગણની આધાહી થાયછે. હું પણ એને ખુશી કરવા સારૂં લડાઈની મુબારકબાદી આપું.

(હસરત દાખલ થાયછે.)

**કીનાબાઝ**—સદા રોશન રેહેજો અય શાહ બુલંદ તારૂં બખ્ત; બાદશાહ તું નામદારને માટે હું કાંઈ વધાઈ લાવયોછું.

**હસરત**—દલેર કીનાબાઝ, મારો તારીપર પુરતો વીશવાસ છે, મારાં રાજપાટની સલામતી માટેની તારી ઉલટ અને જાનફેશાની જોઈ હું ખરેજ ખુશીછું. કહે મારા વાહલા ભાઈ કે શું નવી ખબર લાવયોછે? ખુદરતીજ આજે મારૂં દીલ ખુશહાલછે.

**કીનાબાઝ**—છે અને તે સદા શાદમાન રેહેજો. બાદશાહ તારા નયાગાનોને ખુશી થવાનો અને તારા આબાદ મુલકની સંખ્યા વધવાનો દીવસ નજદીક આવયોછે. તુર અને સેલમ હવે જીનતમાં ખરેજ મગન થશે, સબબ કે તેઓના દુશમનોને તારાજ કરી વેર લેવાનો સમો તારે હાથ આવયોછે. આપણી વીશવાસુ ફરેબકાર રામશગરે

ઈરાની પેહેલવાનોને ભારે જનજીરમાં પોતાની ચાલાકીથી સીકરીયાછે.

**હસરત**—શું ઈરાની સરદારો પકડાયા ! આહા ! હવેતો તે મુલક જીતતાં મને કશો વીલંબ લાગવાનો નથી, મારી મોટી મુશકેલીતો દુર થઈ. હવે આ સપડાયલા બંધવાઓપર હું મારો કીનો લેવશ.

**કીનાબાઝ**—અને તે કારણ માટેજ તે બાહોશ ફરેબકારે તેઓને તારી રૂબરૂમાં મોકલયાછે કે તું ચાહે તેવો સીતમ તેઓપર ગુજારે. આહા ! ઈરાનીઓને માહેતમમાં બેસાડવાનો દીવસ આવેલો જોઈ મારૂં દીલ કેવું ઉછળેછે !

**હસરત**—આફરીન ! કે જે કામ મારા પેહેલવાનો કરી નહીં શકયા તે આ ચાલાક રામશગરે આશાનીથી પાર પાડયું. હવેથી તેને રાજપાટની રાણી બનાવવી જોઈયે. ભાઈ કીનાબાઝ, જેવા તે ફીતુરીઓને લાવવામાં આવે કે તરત તેઓને સખ્ત બંધમાં ગીરફતાર કરી અંધારા ગારમાં કેદ કરજે કે રાત અને દીવસ જોવાથી તેઓ બેનસીબ રહે.

(બાહેરથી ખુશીના અને ફતેહના પોકારો આવેછે.)

**હસરત**—એ અવાજ કોણનોછે વારૂં ?

**કીનાબાઝ**—(અંદર નજર કરી અવાજ પારખીને) તારા પેલા પેહેલવાનો લડાઈની મુબારકબાદી આપવા અને સરફરાજી લેવા આવયાછે; જયારે કામ ફતેહ થયું ત્યારે તેમાં ભાગ લેવા કેવા નીકળી પડયાછે ! દુનીયાં કેવી મતલબીછે ! અફસોસ !!

**હસરત**—બીરાદર એમ કેમ બોલેછે, ભલાઈમાંતો સરવેનોજ ભાગ હોવો જોઈયે.

(તુરાની સરદારો ખુશી થતા દાખલ થાયછે.)

**કરાખાન**—બાદશાહ બુલંદ એકબાલ. આજની ફતેહ તુંને જાવેદાન સુધી મુબારક રેહેજો અને આ ફરતો ચરખ તારી તાબેદારીમાં ચાલજો.

**તુર**—જમીન અને જમાનો તુંને સદા યારી આપજો.

**સેલમ**—રોશન આફતાબ મીશાલ તારાં બખ્તનો પ્રકાશ રેહેજો, અને તારા દરેક દુશમનોની આંખ તારા તેજશવી ચળકાટથી આંધળી થજો.

**આજાદ**—તે દાવરે દસતગીરનો માયાલું હાથ સદા તારા શીરનું છત્ર થજો. ચંદરમાનાં કીરણો તારાં ચળકતાં તાજને સદા પ્રકાશતું રાખજો; સીહા રાત તારા શેહેરમાંથી નાબુદ થજો અને ખુશીખુરમીમાં તારી કાયા અમર રેહેજો.

**સરવે સાથે**—બાદશાહ તુંને કદી ગમી નહોતી, જય ! જય !

**હસરત**—તમારા સઘળાના હરખ ભરયા શુકનોથી હું ખુશીછું. મારા ખેરખાહ બાહાદુર પેહેલવાનો, કીનાથી મારૂં બદન હવે વધારે જોશ ભરયું થયુંછે. ઈરાન અને ઈરાન એજ મારા હઈડાંમાં કોતરાઈ રહયુંછે; ઈરાન ફતેહ કરવા થકી હું સદા આતુર રેહેતો હતો અને જયારે તે પાક યજદાંનની મેહેરથી તે રોશન રોજ આવયોછે ત્યારે ઘીલ કરવી મુનાશેબ નથી, માટે સીતાબી કરવાની જરૂરછે. ઈરાનમાં હવે એવો એકપણ સરદાર રહયો નથી કે જે તુરાની જવાં મરદને મુકાબેલ આવી શકે.

**સરવે સાથે**—તું નામદારનો હોકમ થતાંજ હમો હમારો જાન આપવા હાજર છીયે.

**કીનાબાઝ**—(મનમાં) કેવા નાપાકો મતલબીઆછે, કેવા મકરબાજની માફક લોટી ગયાછે ! પણ મારા હાથમાંથી કંઈ બચવાનાછે કે ! કીનાબાઝને કીનો લેવાનો સમો હાથ આવયો કે પછી જોવો કે તમારી શું અવસ્થા થાયછે, હાલમાં ઈરાનતો જીતો પછી તમારો ઘાટ ઘડવોછે.

(ઓરતો ફુલોના હાર લઈ દાખલ થાયછે.)

**હસરત**—વળી આ કોણના હલકનો સાદ આવેછે.

(હસરતની રાણી ગુલરૂબા દાખલ થાયછે.)

**ગુલરૂબા**—વાહાલા હું તારી સદાની સાથી તારા સુખ દુખની ભાગીયણ ગુલરૂબાછું. ઓ મારા અજીજ ખાવીંદ

(ભેટેછે.)

**હસરત**—પ્યારી ગુલરૂબા અજીજ, આજની ખુશીનું શું બયાન કરૂં ? કુલે ખુશી સામટી મલવાથી આ દેહેમાં મારૂં લોહી સમાતું નથી. આહા ! નાચ, રંગ અને એશઆરામમાં મારી સરવે

રૈયત ચકચુર થઈછે. આજનો ખુશી ભરયો દીવસ મારી હયાતી સુધી યાદ રહેશે. શુકર તે બારે હકતાલાના હજારો હજાર સુધી ! અરે મારાં નસીબની આજ કેટલી નવાજેશ ! !

**ગુલરૂખા**—અજીજ ખાવીંદ, પરવરદેગાર તારા ખુશીના અને નસીબના શેતારાને સદા તારે દવારે પ્રકાશતો રાખે, સાહેલીઓ, કરો મારા વીરાપર ખુશબોદાર ફુલોનો વધાવ.

(સાહેલીઓ ફુલોના હાર હસરતના ગળામાં નાખેછે અને નીચલું ગાયણ ગાયછે.)

## ગાયણ—કાહારવો.

કરીએ કરીએ ફુલોનો સીંગાર
હસરત તારે ગળે મધુર—કરીએ.
ચંપા ચંબેલી લાલા નરગેશ
ગોટા ગુલાબ મોગરાંનો હાર—હસરત.
શુકર ખુદાના કર એ દાનેશમંદ
મેહેર જેની થઈ અપરમપાર—હસરત.

**હસરત**—અરે ! પણ એ શું ! મારી ફતેહની ખુશીમાં મુબારકબાદી આપવા કુલે રૈયત હાજરછે ત્યારે ખુદ મારી બેટી જરીર કયાંછે ?

**ગુલરૂખા**—ખાવીંદ; બાપની ખુશીમાંતો સૌથી પેહેલો ફરજંદોનો ભાગ હોવો જોઈયે. આપણી જરીરતો એક ફરેસતોછે તે તારા શુકનપર પોતાનો જાન આપી દીયે એવીછે.

**હસરત**—(દલગીર થઈને) ત્યારે તેને અતરે નહીં આવવાનો સબબ શું ? શું તેને ખબર નથી કે આજનો રોજ નેકછે અને પોતાના પેદરને તેની મુબારકબાદીની જરૂરછે.

**ગુલરૂખા**—બાદશાહ તારી ખુશીના ચમનમાં ગમીની બીનાને દાખલ ના કર. આપણી બેટી આજના મુબારક રોજથી કદાચ બીન વાકેફ હશે.

**હસરત**—ઠીકછે ત્યારે આપણે તેની પાસે જઈએ.

(બાદશાહ જાયછે અને તેની પાછળ સરવે જાયછે.)

**ગુલરૂખા**—(જતીજતી) ખોદા તું રેહેમ કર, અરે આજની બે હદ ખુશાલી કોઈ ગમીનું કારણ હશે એવી મને આધાહી થાયછે. એકદમ ઘણો ઉપજેલો હરખ ઝેરી સરપ જેવોછે, કે જે શોભામાં સુંદર પણ ખવાસમાં માણસને મોતને સવાધીન કરેછે.

(જાયછે.)

---

## પ્રવેશ બીજો.

### એક બાદશાહી દીવાનખાનું.

શાહાજાદી જરીર ખોદાની બંદગી કરતી દેખાયછે.

### જરીર ગાયછે.

### સરગામ—કલીયાણ.

"મારેગ પમ ગરે"—એ રાહ.

કર હરી સાહય મારી
દયા સીંધુ દુખદારી પાંમર હું કરગરૂ
કરી આદર બહુ જગત પતી
આજ ચાહું પાસ તારી—કર હરી.
કરી કપટ બહુ કાંકે મારે
પીતાની વૃતી બગાડી—કર હરી.
સમજાવા જેને ઉમંગ કરૂં
તેને દે તું બુધી સારી—કર હરી.

**જરીર**—ફુંક ફુંક ઓ નેકીના પવન! ફુંક જોરમાં, અને મારા પેદરના દીલમાં જે ગુમરાહી પ્રવેશ થઈછે તેને તારા સખ્ત ઝપાટાથી ઉડાવી દે; ઓ રાસતીના વરસાદ, વરસાવ તારી ભારી ગરજનાથી રેહેમી કતરાનો વરસાદ અને ફરેબથી ફસેલા મારા બાપના દીલમાં જે ગેર ઈનસાફે વાસો કીધોછે તેને તારા દયાનાં આબથી ધોઈ નાંખ. ઓ દરેગુનતના ફરેસતાઓ, કરો તમારી

અજમતી નેકીની અસર મારા મગરૂબ બાપ પર, કરો મેહેર તે સંગદીલ પણ ભોળા વાલીદ પર ઓ તેતરીસે ફેરેસતાઓ! તમો મારા બાપ પર દયા કરી તેનું દીલ રાસતીપર લાવો, સદાકાળ ત મારી નેઘબાનીમાં રાખો. ઓ દયાવંત કીરતાર તું કર કરમ બક્ષીસ મારા વાહલા બાપ પર અને તેને નેક રસતો દેખાડ. અફસોસ! વળી એ બેસમજ શાહા ઈરાન સાથ દુશમની કરી લડાઈનો કશદ કરેછે, અરે! વળી એને કોણે ભમાવયો હશે ! ઓ કીનાબાઝ કા કા તેંજ તેંજ આ નવો ફીસાદ જગાવયો હશે !

(હસરત, રાણી અને સાહેલીઓ આવેછે.)

**હસરત**—કેમ મારી આંખોનાં નુર, મારા મેહેલની શોભા આપનારી પુતલી આજે કંઈ ઉદાસ અને બેચેન દીસેછે? આવા રામશની ભરીયા દીવસે તું ગમીનાં વાદળાંથી ધંકાયલી કેમ વારૂં?

(જરીર કંઇપણ જવાબ આપયા વીના ફક્ત ઉભી થાયછે.)

**ગુલરૂબા**—મારી લાડમાં ઉધરેલી વહાલી દીકરી,તારો સરફરાજ બાપ તુંને પુછેછે તેનો જવાબ આપ અને આજની ફતેહની ખુશીમાં તારી મીઠી જુબાં ખોલ અને તારાં શીરનાં તાજને મુબારકબાદી આપ.

**જરીર**—(દલગીર ચેહેરે અને નરમ અવાજે) બાપના સુખ દુખ માં ફરજંદોનો પેહેલો ભાગ છે. એવી કોઇ બેટી નહીં હશે કે જે પોતાનાં બાપની ખુશીને પોતાની કરી નહી ગણે. એ સરફરાજ બાપ પર મારો જાન કુરબાનછે, એના સુખ માટે જીવ આપશ. પ ણ વાહલાં માદર, મને જણાવશો કે આજે તમો કંઇ ખુશી અને કેવી ફતેહની મુબારકબાદીની તલબ રખોછો?

**હસરત**—(નરમાસથી) મારી વાહલી બેટી મારી હીંમત અને દલેરીથી તમામ શેહેરમાં આજે ખુશી ખુરમીની ધુમ મચી રહીછે. આપણી ચાલાક રામશગર ફરેબકારે ઇરાની સરદારોને પોતાની કળાથી કેદ પકડીયાછે.

**ગુલરૂબા**—બેટી તારા વાલીદને મુબારકબાદી આપી હીરા મોતીથી વધાવી લે.

(જરીર નીચી મુડી રાખી ચુપ ઉભી રેહેછે.)

**હસરત**—(જાણે પોતાની સાથેજ બોલતો હોય તેમ ઉસકેરાઈને) આહા! એથી વધારે માહાભારત ફતેહ બીજી કઈ થશે! મારી ફતેહ થી ઈરાન સરદારો વગરનું થયલુંછે. શાબાસ! શાબાસ! ઓ રા મશાગર! આખર તું મારી મુરાદ બર લાવી ખરી.

**ગુલરૂખા**—બેટી, તું તો એક શુકન તારી જુભાં ખોલીને કાહાડતી નથી.

**જરીર**—જ્યારે તમો મારીપર ફરજન્જ પાડોછો ત્યારે હું બોલું છું કે એ કંઇ ફતેહ કેહેવાય નહી.

**હસરત**—(ઉસકેરાયલો) ફતેહ નહી! (ગુસાથી) કાંય નહીં?

**જરીર**—મારી નાદાન અકલ મુજબ હું એવું ધારૂંછું કે, જેમ ચોરી કીધેલો માલ પોતાનો ગણાતો નથી તેમ ફરેબથી મેળ વેલી સરસાઈ ખરી ફતેહ ગણાતી નથી, પણ ઓર તે કીરપાળુ યજ્દાનનો ગુનાહ કીધેલો કેહેવાય.

**હસરત**—(ગુસાથી)ગુનાહ,શાનો ગુનાહ! એમાં ગુનાહ જેવું શુંછે?

**જરીર**—વાહલા બાપ હું માફ માંગી અરજ ગુજારૂંછું તે ધયાનથી સાંભળ કે એ કંઈ ફતેહ કેહેવાય નહી, એતો હસદ અ ને કીનાનું બી રોપાયું. એમાં મુબારકબાદી આપવા કરતાં અફ સોસ કરવો ઘટેછે.

**હસરત**—(ચીરડાઇ જઇ) શું અફસોસ! અરે મારી માહાભારત ફતેહની ખુશીમાં મુબારકબાદીના શુકનતો રહયા પણ તું તે પર અફસોસ કરેછે! ઓ કમબખ્ત છોકરી! અરે બેઅદબ છોકરી તારો એક એક શુકન મારી છાતી ચીરી નાંખવાને કારીછે. (ઘણોજ ગુસા માં આવી) અરે હું ઈરાન તથા તુરાંન સર જમીનનો માલેક તે એક નાદાન છોકરીનાં શુકન શાંખી જાઉં! નહી હરગેજ નહી; જો તારો એકપણ શુકન વધારે સાંભળશ તો તારી જુબાં ખેંચી કાહાડશ.

**જરીર**—પેદર વાહાલા પેદર જરા ધીરો થા, દયાને અરથે ધીરજથી મારૂં કહેવું સાંભળ. હું કાંઈ તારી દુશમન નથી કે તુંને નાહેકનો સતાઉં.

**હસરત**—નાદાન છોકરી મારા ગુસાને ના ઉસકેર. તું જા

ણેછે કે કીનાથી મસ્ત થયલો ઈનશાન ભલું બુરું સમજતો નથી.

**નરીર**—(આજેજી કરી) અફસોસ ! ઓ બાપ તું મારૂં કાંઈ ધ્યાનથી સાંભળતો નથી. પેદર, તું એટલો ઉતાવલો ના થા. ખાતરીથી માન કે હું જે કાંઈ કહુંછું તે તારાં સુખ થકીજ કેહેતી હોવશ.

**હસરત**—લેઓ એતો ધરમ ગુરૂની માફક બોધ આપવા નીકળી ! (પોતાના મોહોડાપર તમાચા મારી) તોબાહ તોબાહ શું બોલતાં શું બોલાયછે; ધરમગુરૂએ કંઈ તારી કાની મારી ફતેહની ખુશાલીનો અનાદર નહી કીધો, પણ ઓર મને મુબારકબાદી આપી વધાઈના શુકનો કહી સમજાવયા ત્યારે હવે તારો બોધ કયાં રહયો !

**નરીર**—(હસીને) બાપ, એજ તારો ખયાલ ભુલ ભરેલોછે, ધરમગુરૂએ નેક શુકનો કહયા, તેથી કંઈ તું રાસતીનો માલેક નહી ઠરીયો. ધરમગુરૂઓ જો સાચાજ અને આપઅખતયાર હોય અને જેહાંનમાં રાસતીની રાહાથીજ ચાલી નેક રસતો દેખાડતા હોય તો આજે જે જબુન પાપો થાયછે તે કદી નહી થાય. પેટને કાજે શાહાના વાહલા થવા હાજી હા કીધી અને ડોકું ધુણાવી જાણે, તે કંઈ ખરો ધરમગુરૂ કેહેવાય નહી. ખરો ધરમ બોધ આપનારો અને રાસતીને પસંદ કરનારો ધરમગુરૂતો તેજ કે જે કશીપણ ચીજની દરકાર ન કરતાં જે રાસત હોય તેજ કહે.

**હસરત**—ત્યારે શું તું એમ કહેછે કે મારા વડા દસતુરે મને ખાલી ખુશામત કીજે ગલત આશીરવાદ દીધા ?

**નરીર**—હા; એમજ દેખાયછે.

**હસરત**—(ગુસાથી) છોકરી જરા અદબ રાખ,નહી તો એમાંથી બુરૂં પરીણામ નીપજશે. શું ધરમગુરૂઓબી જુઠા ?

**નરીર**—પેદર, ધરમગુરૂઓ પર બેઅખતયાર ભરોસો રાખવો એ આપણી મનશકતીની નબલાઈ દેખાડેછે. મોટી દાહાડી સાથ હાથમાં તશબીર લઈ સફેદ લેબાસ પેહરી ફરેસતાઈ રૂપ ધારણ કીધું તે કંઈ ખરા ધરમગુરૂ નથી પણ જે કોઈ ખુદાઈ મારગ શીખવે અને બદીથી દુર રેહે અને રાખે તેવા એક અદનાને ધરમગુરૂથી વધારે માન ઘટેછે, અને તેવા ખરા ધરમગુરૂઓ ઘણા

થોડાજ મલી આવશે તેનો ખયાલ કર. જો તું મારા શુકનોપર ઈ તબાર લાવે તો તારી ખાતરી કરી આપશ કે રાસત મારગ શું છે.

**હસરત**—(વધારે ગુસ્સાથી) વારૂં એકવાર કબુલ કીધું કે ધરમ ગુરૂઓ ખુશામતખોરાછે; પણ મારો બાહાદુર ભાઈ કીનાબાઝ (જરીર કીનાબાઝનું નામ સમજતાંજ ચોંકેછે) જે મુબારકબાદી આપવા આવયો અને સરવેથી પેહેલાં મારી ફતેહ ઈચ્છી તેબી શું જુહો કે?

**જરીર**—(દીલ ભરીને) ખરેજ કોણનું નામ લીધું; અરે એ પાપી નામ સમજતાંજ ચોકુંછું. કીનાબાઝેજ તુને ભુલાવયોછે (આસમાન તરફ હાથ કરીને) ઓ દાદગર, તું એવાઓથી તારી ખાક સાર બંદીને બચાવેલી રાખજે.

**હસરત**—વળી તેનું કારણ શું?

**જરીર**—પેદર હજુ તું કારણ પુછેછે! અફસોસ કેવી ગાફેલી! અરે! એણે વીના કારણે ઈરાનીઓ સાથ હસદ થકી જંગ ઉઠાવવા નો કશદ કરાવયોછે પછી જોઈયે તો તારી હાર થાઓ કે જીત થાઓ.

**હસરત**—ઓ જુબાંદરાજ છોકરી તારી જુબાંને ટાંકા માર. ખુબ યાદ રાખજે ઓ કંગાળ, કે મારા દીલ પજીર ખેરખાહ બીરાદર ને જો તું ફરીને એવા બદ શુકન કેહેશે તો તારી જીભને ખેંચી ક હડાવશ (કપાળે હાથ મારી) અરે અરે! શું કામ તું મારે પેટે અ વતરી? બેહેતર થાત જો તું તારા જનમથીજ મરણ પાંમી હતે.

**ગુલરૂખા**—(ધુટણપર પડી) શાહા! શાહા! મારા વાહાલા ખાવીંદ જરા ધીરો થા અને મારે ખાતર દયા કર, એ નાદાનનું કહેવું ધયાનમાં નહી લાવ.

**હસરત**—(જોરથી) ધયાનમાં નહીં લાઉં! આ કંગાળ છોકરી મારા જાની વીશવાસુ ખેરખાહ બીરાદરને અપમાન ભરીયા શુક નો ઓચરેછે તે શું હું ચુપકીદીથી સાંભળું? નહીં કદી નહીં— અરે આજે તે દલેર ભાઈ હતો તો તેની તદબીરથી હું ફતેહમંદ થયો. મને જાહેર થાયછે કે એ તેની તરફ હસદ રાખેછે. એક વ ખતે એ મને જાન કરતાં વાહલી હતી પણ હવે દુશમન કરતાં વ ધારે અકારી થઈ લાગીછે.

**જરીર**—અગરજો હું ખરેખર અદેખાઇજ કરતી હોઊં, તો એ ઇનસાફના દાતાર મારી બેઉ આંખોનાં બેમુલ રતનનો નાશ કર.

**હસરત**—અરે ! એક તરફથી દયા અને બીજી તરફથી ગુસો મારાં દીલના આતશને ગરમ કરેછે (જરીરને) વારૂં કબુલ કીધું કે કીનાબાઝ હુસદખોર અને વેરીછે પણ મારી દરબારના માણસો બી શું તેવાંજછે કે ?

**જરીર**—તે બીચારા ગરીબો હમેશ તારા ગુસાથી અને તે હુસદખોર કાકાથી ડરેછે માટે તારી મરજી ઉપરાંત ચાલવાની તેઓ હીંમત કરતા નથી, બાહેરથીજ તેઓ તારી ફતેહ ઇછતા હશે પણ કોણ જાણે બાતેનથી તો તેઓ દુખી દીલે અફસોસ કરતા હશે કે તુરાનના બાદશાહા હસરતે ઇરાનીઓ સાથ નાહેકમાં મીનાકસો શોધયોછે.

**હસરત**—અરે ! જુઓ કે આ મારૂંજ લોહી મારી સામે બ લવો કરેછે ? બસ કર ! ઓ જાહેલ છોડી બસ કર ! મારા ગુસા ને ના તપાવ—નહીંતો પસતાશે; યાદ રાખજે કે આ મોહોડાંમાંથી એકવાર નીકળેલો શુકન પાછો ખેંચાશે નહી.

**જરીર**—અએ નામવર શાહ તું થંડો પડ હું તારી તાબે દાર બેટી છું પણ મારી ખરી ફરજો મારે બજાવવી સજાવારછે, અને જો તેમ કરતાં તારા ગુસાનો હું ભોગ થઇ તો નસીબ.

**હસરત**—જુઓ મારા ગુસાને ખાલી તપાવેછે.

**જરીર**—બાદશાહ સાચું બોલવું હમેશ સાંભળનારને કડવું લાગેછે; ખેર પણ ધીરજથી મારૂં થોડું વધારે સાંભળી લે.

**હસરત**-શું હજુર બોલવાનું બાકી રહયુંછે ! તું શું કેહેવા માગેછે?

**જરીર**—વાહલા બાપ મને જવાબ દે કે તેં ઇરાનીઓ સાથ નાહેકની જે લડાઇ ઉઠાવીછે તે શું હસદ અને કમ સમજથી નથી ?

**હસરત**—પોતાના એક દુશમનપર ફતેહ મેળવવી તેમાં હસ દ અને કમસમજ જેવું શું છે ?

**જરીર**—પેદર, દુશમન કોણને કેહેવો ? જે આપણું બુરૂં ચાહી વેર બતાવે તેને.

**હસરત**—ખેર ઈરાન મારૂં દુશમન નથી પણ હું તેનો મુદઈ છું તેમાં થયું શું ?

**જરીર**—ખરે ઈરાનીઓ કદી પણ આપણને ઈજા આપતા નથી પણ આપણેજ તેઓને વારે ઘડીએ સતાવીએ છીયે પણ અંતે તેમાં રૂસવાઈ સીવાય બીજું કશું પણ હાંસલ થતું નથી; ઉલટા ઈરાનીઓ તો વારંવાર આપણા તુરાનીઓને જીવતદાન બક્ષી પાછા આપણે વતન આવવા દેછે; પણ જો તુરાની સરદારો તેઓને જગે હોય તો ખચીત એક પણ ઈરાની આદમીને જીવતો જવા દીયે નહીં.

**હસરત**—પણ એથી થયું શું ? એમ કીધાથી તો ઓર આપણી બાહાદુરીની વખાણ થાયછે અને નામદારી વધેછે.

**જરીર**—નહીં, એ કામથી આ દુનીયાંમાં રૂસવાઈછે અને પેલી જેહાંનમાં પાપની સજા કીજે દોજખના દેવો આજાબ પોહોચાડશે. (રડીને) અરે ! તે દુખ તું કેમ ખમી શકશે !

**હસરત**—એટલું બધું કે ?

**જરીર**—જેઓ લોભીઆછે તેઓને સારો મારગ દીસતો નથી.

**હસરત**—પછી ?

**જરીર**—લોભ અને અદેખાઈ કરતાં પછી તેઓ કીનાખોર બનેછે.

**હસરત**—વળી તે કેમ ?

**જરીર**—ઈરાન ફતેહ કરવા જતાં સેંકડો માણસોનો ભોગ આપશે. અરેરે ! તે પાપમાંથી કેમ છુટશે ! ઓ બાપ ખોદા તારી પર દયા કરો ! પાસબાન ફરેસતાઓ તારી મદદે આવો અને તુંને ગુનાહ કરતો અટકાવાને શકતી આપો.

**હસરત**—ઓ નીમખહરામ છોકરી હવે બસ કર ! મેં તારૂં ઘણું હદથી જાદે સાંભળયું. હવે મારા કાન તારા વધારે શુકનો સમજી શકવાના નથી, બસ બસ. હયાં કોઈછે ? દરબાન

(દરબાન દાખલ થાયછે.)

**હસરત**—જા આ નાફરમાન બેમલાહેજે દુખતીને પેલા ડરામણા કેદખાનામાં કેદ કર.

**જરીર**—ઓ પેદર આ દુર થતી વખતનાં મારા શુકનો સાંભળ.

બાદશાહો અને ઉમરાવો ખીલેછે અને કરમાએછે, તેઓ એક પળમાં જીવેછે અને એકજ પળમાં મરેછે, પણ નેકી કે જે દુનીયાની જબર જસ્ત દેવાલ અને સૌથી ઉતમ જીંદગી જે માણસને વશ થાયછે તે સદાકાળ સુધી મરતી નથી; પણ ગેર ઈનસાફી અને બદી જે આકેબત નાશ પામશે તે પાછી ઉગી નીકળવાની નથી. અફસોસ! પેદરપર પડતું દુઃખ મારેથી કેમ ખમી શકાશે! પેદર ભોળા પેદર હજુબી કંઈ સાહમજ અને આ કામથી હાથ ઉઠાવ; હજુ પણ તારી ભુલ સુધારવાનો વખત તારા હાથમાંછે તેનો ખુદાઈ લાભ લે. ઓ ગેબી દાતાર કુલ દુનીયાને પાલનારા રેહેમવંતા સાહેબ તારી ખાક સાર કમીની બંદીને ખાતર આ મારા બાપને બચાવજે ને તારી પનાહના સાહયામાં રાખજે. સલામ વાહાલાંઓ તમને છેલી સલામ. અગર હયાતી હશે તો ફરીને આપણો ભેટ થશે.

જશીરને લઈ જાયછે—હસરત
ગુસામાં આવી જાયછે—ગુલરૂખા
બેહોશ થાયછે— પડદો પડેછે.

---

## પ્રવેશ ત્રીજો.

### શેહેર ઈરાન—એક રસ્તો.

ત્રણ ઈરાની દાખલ થાયછે.

**પેહેલો ઈરાની**—કેમ, આપણા બાહાદુર પેહેલવાનોની કંઈ વધુ ખબર ?

**બીજો ઈરાની**—છુપા જાસુસોથી મલેલી છેલી અખબાર પરથી એવું જણાયુંછે કે આપણા તે બાહાદુર જંગીઓને તુરકસ્થાનમાં એક ઘણાજ સખ્ત કેદખાનામાં ભારી જનજીરથી બાંધી કેદ કીધાછે.

**ત્રીજો ઈરાની**—અફસોસ ! કેવી દુખ ભરી ખબર ! ખોદા જાણે આપણા પાકીજે વતન ઈરાનનો શેતારો કેવી ગીરદેશીમાં પડયોછે.

**બીજો ઈરાની**—સરીયતપનાહ શાહાનશાહા નેકબખ્તને એ અખબાર મલતાંજ દલગીરીના આંસુથી તણાતો થયોછે અને રાતો

દીન પોતાના દેશના બચાવ કરનારા બાહાદુર લડવૈઆઓ માટે તે કરીમે કારસાજની દરઘાહામાં એબાદત કરેછે.

**પેહેલો ઈરાની**—તે દાદપનાહ શાહાની દરેક મુશકેલીઓ પરવરદેગારની રેહેમથી દુર થજો.

**બીજો ઈરાની**—બીરાદરો, પેલા હારેમન ટોલાના બદકાર તુરાનીઓ જબરજસ્ત લશકર લઈ આપણા પુરાતન વતન તરફ ભારે ઝડપથી ધસીયા આવેછે, એવી ખબર એક સાંઢની સવારથી ગઈ રાતરે નેકબખ્ત શાહને મલીછે; જેથી આપણા સરફરાજ શાહે સરવે ફોજને લડાઈના સરનજામ સાથે તૈયાર રહેવા તથા તેમાંની મોટી સંખ્યાને સફેદ દેજ કીલાના બચાવ સારૂં કુચ કરી જવાનો હોકમ આપયોછે.

**ત્રીજો ઈરાની**—લડાઈની તૈયારી કરવામાં આપણા શાહે મોટું ડહાપણ ખરચયુંછે.

**પેહેલો ઈરાની**—શું બાદશાહ પોતે પણ લડાઈના મેદાનમાં ઉતરશે કે ?

**બીજો ઈરાની**—અલબત તે દીલાવર શાહ સરવેથી પેહેલો મેદાનમાં બીરાજશે કે તેને જોઈ ઈરાનીઓને નવું કૌવત આવે.

**ત્રીજો ઈરાની**—સરવે રૈયતને લાજમછે કે દેશના બચાવ સારૂં જંગમાં ઊતરવું અને જમાનાથી તકી રહેલાં આપણા પાય તખ્તનો આપ બળથી બચાવ કરવો.

**પેહેલો તથા બીજો ઈરાની**—ચાલો બીરાદરો આપણા પ્યારાં વતન ખાતર જીવ આપશું.

(જાયછે.)

---

## પ્રવેશ ચોથો.

---

### સફેદ દેજની અંદરનો દેખાવ.

**જરરૂખશાર લડાઈના મરદાની પોશાકમાં પોતાના બાપ સાથે વાત કરતી ઊભેલીછે.**

**જંગી કામચાબ**—પ્યારી બેટી, જો કંઈ પણ મારૂં માની લડા

ઈમાં જવાનો કશદ છોડી દે; આખરે પણ તું અબળા જાતછે, ગમે તે ના પણ તે મુજી મુદઈઓ મરદોછે, માટે તારા પેદર પર નજર કરી હમેશ સુધીનો દુખી તેને ના કર. ખયાલ કર કે તુંજ સીવાય મારૂં કયું ફરજંદ હયાતછે. મારીતો બેટીબી તું ને બેટોબી તુંજછે.

**જરરૂખશાર**—બુજોરગ પેદર, તું શાવાસતે એટલો ફીકર મંદ બનેછે? યાદ રાખ કે આ કવી બાજી હજારો મરદોને ખાક નશીન કરવાને કારીછે, વાહાલા પેદર તું બેદેહેશત જા અને આપ ણા મકાનમાં તે કીરતારપર ભરોસો રાખી આરામથી બેસ.

**જંગી કામયાબ**—બેટી, એ કેવા સખુન. અરે તું મારૂં ખુશબોદાર ફુલ કાંટાનાં વનમાં જાય ને હું આરામ કરૂં એ કેમ બને?

**જરરૂખશાર**—વાહાલા બાપ એટલો ગમખાર ના થા, તું રાસત માન કે જેમ સીંહનાં બચાં ગરજનાના કડાકાથી ડરતાં ન થી તેમ એક બાહાદુર ઈરાનીની બેટી નાચીજ મુદઈ તુરાનીઓ થી ડરતી નથી. શું તેઓ ફરેબથી આપણા બાહાદુર સરદારોને કેદ પકડી આટલી શરકસી કરે તે સહન કરશું? શું તે કીરતાર આપણ નીરદોષોને બચાવશે નહી? શું વગર લડાઈ કરવે આ પુરાતન પાકીજેહ વતન બદકાર દુશમનોને હાથ જવા દઈ અપવીતર કરીએ? નહી હરગેજ નહી. જયાં સુધી બદનમાં છેલું લોહીનું ટીપું ફરતું રેહેશે તયાં સુધી તે બુરે તાલેના બદકારો સામે હીંમત થી લડશું—તે કીરતારનું નામ જુબાંપર લઈ શેંકડો મુદઈઓનાં શીર પલવારમાં ખાકમાં લોટતાં કરશું. ખાતરજમા રાખ બુજો રગ વાલીદ, કે મારા મેદાન પડવાથી આપણા ઈરાનીઓમાં નવું કૌવત અને તાજું લોહી ઉછળી આવશે માટે—

ન થા દરદમંદ પેદર પાકજાદ કદરદાન
જવા દે ખોદા ખાતર જંગને મેદાન
જરૂર શું જંગથી જાણી નથી
કે હું ઈરાની અબળા ડરૂં તુરકીઓથી
તુંજ કર ગોર ઓ પેદર દલેર
રવા શું નથી કે બચાવીએ શેહેર.

**જંગી કામયાબ**—બેટી તું ખરૂં કહેછે;પણ ખુદા ન કરે લડાઈમાં જો તું ફતેહ ન પામે તો આ જઈફીના વખતમાં મારો શું હાલ થાય.

**જરરૂખશાર**—ખુદા તારી જઈફી ઉપર પનાહ રાખે અને મને મદદગાર થાય.

**જંગી કામયાબ**—લાચારીએ હું તુંને રજા આપુંછું,જા અને ઈરાનને બચાવી તારી કીરતી આશકારા કર, સાહેબ તારો વાલી થાય.

**જરરૂખશાર**—પેદર તું નચીંત રેહ, પરવરદેગાર તારો નેગેહબાન થાય.

(જંગી કામયાબ જાયછે)

**જરરૂખશાર**—(પોતાના બાપના જવા પછી)

કરૂં જંગમાં જવા તન ઓસતવાર
રમુ જઈ જંગ જમને દવાર
વસાઉં મનમાં પ્યારાં વતનનું વેર
બનું તને મરદ હીમતમાં નરે શેર.

(જાયછે)

---

# પ્રવેશ પાંચમો.

## લડાઈનું મેદાન.

**એક બાજુ ઈરાની સરદાર કામયાબ તખ્તપર બીરાજી લશકરની સંપ સમારી બેઠોછે તેની સામે તુરાની બાદશાહ હસરત પોતાના લશકર સહીત રથપર બેઠેલો છે—લશકર લડાઈની ઊલટમાંછે. જરરૂખશાર મેદાન પડેછે. કરનાયના અવાજો થાયછે.**

**જરરૂખશાર**—કેમ ઓ ઊંઘે બપ્તનાં તુરાનીઓ, લડાઈનો કશદ કરી હીચકારા થઈ બેસી શાવાસતે રહયા છો ? કયાંછે પેલો તમારો જાહેલ શાહ હસરત, મોકલો તેને મારી મુકાબેલ કે તેની શરકસી દુર કરૂં. તમો ઈરાની પેહેલવાનોની માફક ગુરજ અને ભાલાનો ખેલ કરી શકતા નથી ત્યારે દેવની માફક ફરેબ બતાવી ફાવી

જાઓ છો. હીચકારાઓ, યાદ રાખજો કે તમારી તુરકી શાહાનશાહ તને ખતમ થવાનો અને તેઓનાં નાપાક કદમ આ પવીતર ધરતી પરથી નાબુદ થવાનો વખત નજદીક આવયોછે. તમો જયારે હીંમત હારયાછો ત્યારે ઓરતોનાં ફંડથી પેહેલવાનોને લલચાવી શરકસી કરવા નીકળીયાછો નહી? પણ તમો ફરેબબાઝો ઈરાની સીંહને સુતેલા જગાડી કદી પણ જીવતા જવા પામશો નહી. તમો બદસુરત વાંદરોને ઈરાની શેરમરદો ફનાં કરે તેની અગાઉ એક ઈરાની અબળા પોતાનું કૌવત બતાવા આવીછે ચાલો, તમારી માતાએ પાયલું દુધ હલાલ કરી બતાવો.

**હસરત**—તુરાની જંગીઓ, એક ઈરાની લોંકડી આપણા શેર મરદોની સામે જુબાંદરાજી કરતી ઉભીછે તેને જીવતી પકડી મારી હજુરમાં લાવો.

**કરાખાન**—શાહ, તારાં મુબારક નામપર જાન આપવાને તૈયાર છીએ. (કરાખાન મેદાન પડેછે)

**જરરૂખશાર**—(કરાખાનને) કેમ એ ડુંબા તું તારી ચરબી ઉપર મુસતાકછે કે શું, કે આપો આપ મોહોતનો શીકાર થવા આવયોછે? સીતાબ તારા નામથી મને વાકેફ કર અને તું જો કે તારો જીવ મારા એકજ જરબે દોજખમાં કેમ પોહોચાડું છું.

**કરાખાન**—એ ફાટેલ મીજાજની જુબાંદરાજ છોકરી, શું કરવા વગર કારણે જમને તાબે થવા માંગેછે? લાજમછે તુંને કે જનાનખાનામાં એશ અસરત કરે—તારી ચબરાક જુબાંથી મારી ખાતરી થઈછે કે લડાઈનો હુનર તુંને માલમ નથી. મારાં હાથી સરખાં કદ આગળ તું નાચીજ મચ્છર શું બીસાદ ધરાવેછે. હથીઆર તો શું પણ જો એક હાથજ લગાડું તો તું પાછી ઉઠવા નહી પાંમે.

**જરરૂખશાર**—એ મરદ તારાં હાથી સરખાં બદનની હું જરાએ પરવાહ રાખતી નથી; તું જાણ કે હાથીનું મોહોત એક મગતરાંથી આવેછે તેમ તારૂં મરણ મારે હાથછે; વધારે પતરાજી છોડી દઈ તારૂં નામ મને જણાવ.

**કરાખાન**—ઓહો! અએ છોકરી ચાલ તારી જીંદગી અજી

જ હોય તો આવ, મારા પગપર માંથું મુકી મારી તાબેદારી કબુલ કર અને હું તુંને મારી સદાની માશુક બનાવશ.

**જરરૂખશાર**—(ગુસાથી) ઓરતજાત આગળ બેશરમ વાતો કરતાં લજવાતો નથી? તારી બેલગામ જીભમાંથી તું પેહેલવાની નામને એબ લગાડેછે; ચાલ મારા ભારી જરબનો બચાવ કર.

(જરરૂખશાર કરાખાનને એક ગુરજ જોરથી મારેછે જેથી તેના પગ જમીનમાં દટાઇ જાયછે અને આંખે અંધારાં આવેછે.)

**જરરૂખશાર**—(ધીક્કારથી) કેમ એ પીલતન કદના હીચકારા એકજ જરબમાં તારી સુધી ઉડી ગેઈ કે ?

**કરાખાન**—(આંખ ચોળીને) અરરરર! આ ઓરતછે કે બળા! એના એકજ જરબથી મારા મગજમાં તમર આવી અને તદન ભી ખાઈ ગયો. (ધ્રુજતો ધ્રુજતો) અએ સરદારોની સરદાર બાનુ મારી તકશીર દરગુજર કર; આજથી જનમ સુધી હું તારો તાબેદાર ગુલામ થઈ રહેવશ; તારી સાથે જંગ કરવાની મારામાં તાકાત નથી. (બાજુએ) અરે તારૂં સત્યાનાસ થાય રે હસરત, તારી મોહોકાણે હું અધમુવો થઈ ગયો. અરે! મારી શું કમબખ્તી લાગી કે તું પાક જાદને ખરાબ શુકન કહયા; માફ કર માફ કર, એ પેહેલવાનોની સરદાર મારી તકશીરની માફી બખશ.

(ઇરાની લશકર ફતેહના અવાજ કરેછે)

**ઈરાની અવાજ**—જય, જય, ફતેહ! ઈરાની શાહની ફતેહ!!

**જરરૂખશાર**—(કરાખાનને પકડીને) હીચકારા પેહેલવાન જા, તુંને મેં જીવતદાન બખશીયુંછે; પણ હવે તું મારા કેદીને મારાં લશકરનાં તાબામાં આપુંછું.

(ઇરાની સવારો આવી કરાખાનને બંદીવાન કરી લઇ જાયછે.)

**હસરત**—(હાય મારી) નસીબ, બેઢંગાં નસીબ! તું મને દગો કરવાજ અતરે લાવયુંછે. અરે એક ઈરાની ઓરત મારા જવાંમરદ તુરાની જંગીને એકજ ફટકામાં આજેજ કરી બાંધીને ચાલી જાય! ઓ સીતમગાર ચરખ, આ શું ગજબ!!

**તુર**—બાદશાહ સલામત જરા ધીરજ રાખ, લડાઇનાં મેદાનમાં તારી હીમત હારેલી જોઇ લશકરનું બળ તુટી જશે.

**હસરત**—(દુખથી) મારા દલેર સીપાઇ તું જો, કે પેલી ચબરાક ઇરાની ઓરતે કેટલા સેહેજવારમાં આપણા જબરજસત પેહેલવાનને જીકરી બંદીવાન બનાવયો !

**તુર**—કરાખાનમાં જોર હતું પણ ચાલાકી નહી હતી માટે તે ઓરતનો જરબ સંભાળી શકયો નહીં; પણ હું તારો ગુલામ જો કે કેટલી થોડી વારમાં તેનું શીર કાપી લાવી તારી સનમુખ ધરૂં છું.

**હસરત**—ખોદા તુંને ફતેહમંદ કરે, જા દીલાવર જા, મારૂં મીઠું વેર તે મુજીઓ ઉપર લે. જા ફતેહ કર.

(તુર મેદાન પડેછે)

**તુર**—(આગળ આવી) કેમ એ શરકસ છોકરી એક લેહેજામાં જબરજસત પેહેલવાનને જેર કરી તુંદી કરેછે નહીં ? પણ હવે જો કે આ શીપેહસાલાર તુર તારા બદનનો કેવો ચુરો કરેછે ! હજુર તેં પેહેલવાની લડાઇ જોઇ નથી.

**જરરૂખશાર**—ખાલી દમર મારવી એ તારા તુરાંનીઓની હમેશની ટેવ હોયછે, તારી જાબાંદરાજી અને ચાપલોસીનો સવાદ તું હમણાં આપોઆપ જોશે.

**તુર**—(શમશેર ઉઠાવી) જોઊં ત્યારે આ ઝેરી શમશેરનો જરબ સંભાળ, જો એનાથી તું સલામત રહીતો પછી હું જાણુશ કે તારૂં મોહોતજ નથી.

(તુર જરરૂખશારપર તલવારનો ફટકો મારેછે તે તેના ફટકાને પોતાની તલવારની પીઠપર જીલી લઇ રદ કરેછે, તુર ની તલવારનાં તુકડા થયાથી તે જીવ લઇ તરત મેદાનમાંથી નાહાસીને પોતાનાં લશકરમાં ભરાઇ જાયછે.)

**જરરૂખશાર**—(હસીને) હીચકારા તુરાની, આખર તેં તારી હમેશ મુજબની નાહસી જવાની ચાલ પસંદ કીધી. કેવો જીવ લઇને નાહસી ગયો !

**સેલમ**—(તરત બાહાર આવી) અબળા જાતને મુનાશેબ નથી કે જનાનખાનાની મજાહ છોડી જંગનાં મેદાનમાં આવી શરકસી કરે.

**જરરૂખશાર**—હીચકારા મરદોને લાજમછે કે લડાઈના મેદાનમાં બાહાદુરી બતાવાનો ખાલી બકબકારો નહીં કરે.

**સેલમ**—તું દ બીજાજની ઓરત, તારી અજલ તારા શીરપર ધુમતી દીસેછે, તું મને પીછાણતી નથી કે હું કોણ જવાંમરદ છું?

**જરરૂખશાર**—હું તુંને ખુબ ધયાનથી પીછાણી ચુકી કે તું એક તુરાની લુટારોછે; ચાલ વાત છોડીને લડાઈને પ્યારી ગણ.

**સેલમ**—(ગુસાથી ઉછાળો મારી) ચુપ ચુપ નાદાન છોકરી તારી ચાપલોસી ભરી જુબાંથી બેઅદબ કલામના ઓચર; ચાલ અને મારા નેજાની નોકનો બચાવ કર જોઉં.

(જરરૂખ સેલમનો હાથ નેજા સાથ પકડી લઇ એક ઝતક મારી તેને જમીનદોસત કરેછે અને કમંદથી સીકડીને ઇરાનીઓને હવાલે કરેછે.)

**જરરૂખશાર**—(હસરતને) એ ઘાતકી શાહ, તારા પેહેલવાનોમાં લડવાની તાકાત નથી ત્યારે શું કામ ઈરાન સાથે નાહેકની લડાઈ શોધી બીચારા બેગુનાહ માણસોનો ભોગ આપેછે; જા, ઓ જાલમ શાહા જા; હજુરબી જો તારી અને તારી ફોજની સલામતી ચાહાતો હોય, અગરજો તારાં ફરજંદો તુંને વાહાલાં હોય, તો આ બેગુનાહ માણસોની માતાઓનાં આંખોના નુર બેમુલ ગોહરોને સલામત લઈ પાછો ફર.

(તુરકી ફોજમાંથી દીલાવર બાહાર આવેછે)

**દીલાવર**—(ઘણી આજેજી અને નરમાશથી) નામજોય બાનુ, તારી ચાલાકી અને બાહાદુરીથી આ લડાઈનું મેદાન રંગ ભરીયું બની રહયુંછે. આસમાન તારા પોકારથી ધુજેછે, તારી દલેરીથી સરવે તુરાની જાણીતાછે. તુરાની પાદશાહ હસરત પોતાની ખતાની તું દલેર બાનુ પાસે માફી ચાહેછે અને મીનત કરી ઉમેદવારછે કે તું સરફરાજ બાનુ તેનાં તુરાની લશકરને પાછું સહી સલામત તુરાન જવા દેશે. શાહાનશાહ હસરત કબુલાત આપેછે કે કયામત સુધી તુરાનીઓ ઈરાનનું નામ નહીં લેશે બલકે મીતરાચારીથી ચાલશે.

**જરરૂખશાર**—હમો ઈરાનીઓ કદી કોઈ માણસને વગર કારણે સતાવતા નથી. જયારે તમોજ હુમલો કરી ધસી આવ્યા ત્યારે હમારો બચાવ કરવાની હમોને ફરજ પડીછે. જેઓ સામા

ધણીને ખુહાર થયલો જોવાને ઈચ્છેછે તેઓ પોતાનીજ ખુહારી કરવા વીના રેહેતા નથી; અગર સારૂં ચાહાશો તો સારૂંજ પામશો,નહીતો બદીની સજાતો આકેબત છેજ• જાઓ મારી રજાછે કે, તમો સરવે સીતાબીથી તમારે વતન પાછા ફરો•

**દીલાવર**—તારી હેરત ઉપજાવનારી હીમત અને વળી તારૂં આવું ભોળું દયાળુ દીલ તારા નામીચાં ખાનદાનને જેબ દીયેછે• તારૂં બેહદ હેસાન હમો કદી વીસરી નહી જઈશું•

(જરરૂખશારને બેફામ રાખી દીલાવર કમંદ નાંખેછે—જરરૂખ એક જોર કરી તેને તોડી નાંખેછે તેવામાં બીજા બે તુરાનીઓ આવી બીજી કમાનો નાખી તુરત કેદ કરી લેછે. તુરાની લશકરમાંથી ફતેહના પોકારો થાયછે.

**હસરત**—(ખુશીથી મોટે અવાજે) શાબાસ! શાબાસ!!

**જરરૂખશાર**—નાપાક મુજીઓ, તમોથી સદા દગોજ થતો આવયોછે• તમારામાં લડવાની તાકાત રેહેતી નથી ત્યારે ફીતુર અને દગાને કામે લગાડોછો પણ યાદ રાખજો કે તમો ચંડાલો અંતે દગાથીજ મરશો• આજ સુધી કોઈએબી એવું સાંભળયુંછે કે એક પેહેલવાન ઓરતને મકરથી પેહેલવાનોમાં ખપનારા તરણ જણાઓ કેદ પકડે? ઓ ફરેબબાઝ સેહેતાનો; તમો સેહેતાનની સાહેતા લઈ મગરૂબ ના બનતા પણ યાદ રાખજો કે તમારાં બુરાં કરતુકની સજા હમારા ઈરાનીઓ સેહેજવારમાં ચખાડશે• મુજ સરખી એક અબળાને દગાથી કેદ પકડી તમો આશાનીથી લડવા ચાહાતા હશો,પણ મારા ઈરાનીઓ એવા જબરજસ્ત અને બાહાદુરછે કે પલવારમાં તમારી ગીરદ કાહાડી,તમો ફીતુરીઓમાંનાં એકને પણ સલામત જવા દેશે નહી•

(તુરાનીઓ જરરૂખશારને પકડી લઈ જાયછે.)

(પડદો પડેછે)

---

# પ્રવેશ છઠો.



## ગંગદેજ.

**તમામ શેહેરમાં આગ લગાડીછે—ઈરાની ઓરતો મરદો વ ગેરે પોતાના બાળકોને લઈ નાહાસતાં ફરેછે. તુરાનીઓ તેઓની ઊપર આજાબ ગુજારેછે. બાદશાહ હસરત અને કીનાબાઝ પુર ખુશીથી એ ભયંકાર દેખાવ જોઈ મગંન થાયછે.**

**હસરત**—બીરાદર કીનાબાઝ પેલા આકાશમાં જઈ મલતા આગના શોલા કેવા જોશમંદ દરીઆવ મીશાલ ઉછાળા મારેછે ! આ આગના ભભુકામાંથી નીકળતી ગરમ વરાળ કેટલી દુર સુધી જઈ લાગી છે ! આહા ! આજનાં જેવી ખુશહાલી મને કદી પેદા થઈ નહી હતી.

**એક તુરાની**—શાહ તારી મુરાદનાં ઝાડપર ફતેહનાં ફુલો ઉગી નીકળયાંછે. જેહાનમાં તારૂં નામ આજની ફતેહથી આશકારા થયું છે.

**હસરત**—જંગી પેહેલવાનો, જોયો પેલો ઈરાની શાહનશાહત નો મગરૂબ મેહેલ આતશથી બળી કેવો ભશમ થાયછે ! આહા ! ત્યાં આપણા બાહાદુર જંગીઓ કેવી દલેરીથી લુટ ચલાવેછે;પેલો બેકીમતી અસબાબ કેવો સેહેજવારમાં પાયમાલ થયોછે ! બસ બસ હવે મને વધારે ને વધારે ખુશી ઉતપન થાયછે.

**બીજો તુરાની**—જોયું પેલું બાદશાહી એબાદતખાનું આ દરબારી મેહેલ કરતાં પણ વધારે રોણક આપેછે, તેના બળીને રાખ થઈ જવા સાથ ઈરાનીઓ પણ બળી મરેછે—આહા ! તેઓ તવલે છે પણ આપણા શુરપર આવેલા દયાળુ સરદારો તેઓની દરકાર કરતાજ નથી. આહા આવા ખુશનુમાં દેખાવથી આ દીલ લાલાનાં ચમન મીશાલ કેવું સુરખી પામયુંછે !

**ત્રીજો તુરાનાં**—અરે ! હવે તો છાપરૂં પણ સળગી ઉઠયું. પેલી દેવાલ પણ પડી. (દેવાલ પડવાનો અવાજ આવેછે) આહા ! આજનો કેવો મુબારક દીવસ !

**ચોથો તુરાની**—(બાજુએ) ઠીકછે કે સરવે સેહેતાનો એક સરખાજ સાથે મલયાછે• આ કમકમાત ઉપજાવનારો દુખી દેખાવ જોઈ દલગીર થવાને બદલે આ દેવો મગરૂબ અને ખુશી બનેછે. અફસોસ! બીચારા ઈરાનીઓની આ શું દુર દશા ! !

**કીનાબાઝ**—અરે! પણ એ દેખાવો કરતાં બીજો રળીઆમણો દેખાવ જોયો• પેલા નાપાક ઈરાનીઓની ઓરતો અને બાળકો તુરાની પેહેલવાનોનો સીતમ નહીં ખમી શકવાથી કેવાં આપો આપ બળી મરી આપઘાત કરેછે! (બાજુપર) એજ પ્રમાણે નાપાક તુરાનીઓ પર કયારે ગજબ ગુજરશે, કે મારું સદાનું વેર વળે અને ખુશી મારાં જીગરમાં રાજ ચલાવે•

**હસરત**—કીનાબાઝ આપણા દીલાવર સરદારોની જવાંમરદી દીઠી; પેલા ગાભરા પડી નાહાસી જતા ઈરાની બાળકો પોતાના છુટકારા માટે આંસુ ભરી આંખે આજેજી કરેછે તેઓનું કંઈજ નહીં સાંભળતાં તેઓને ઊંચે ઉછાળી નોકદાર ભાલા ઉપર જીલેછે• જેમ મેંઢાંનાં ટોલાંમાં વાઘ ખુહારી કરે તેમ આપણા બાહાદુરો કરેછે•

**ચોથો તુરાની**—(બાજુએ) ઓ જાલમ શાહ આ દુખ ભરીઆ બનાવથી મગરૂબ ના બન; તારો પણ વખતે એવોજ હાલ બનશે• અફસોસ, આ કમકમાટ ભરેલો જુલમી દેખાવ મારેથીતો જોઈ શકાતો નથી•

**કીનાબાઝ**—વળી હું મારી કીનાખોર આંખોને થંડક આપનારો બીજો દેખાવ જોઉંછું, તે એકે તુરાંની મરદો નીરદોષ બાળકોને જમીનપર પટકીને ટુકડા બનાવેછે. આહા! વળી તેજ જવાં મરદ હમેલદાર ઓરતનું પેટ ચીરી નાંખી અંદર છુપાયલાં બાળકને બાળી નાખેછે• શું મને આ દેખાવ ખુશી ઉપજાવનારો નથી!

**હસરત**—શાબાસ! શાબાસ!! મારા બાહદુરો આફરીન! બસ મારો, મારો, કાપી નાખો, બાળી ભશમ કરો એ મુજી જીવડાઓને, જડ મુળથી ઉખાડી નાબુદ કરો એઓનાં નામનીશાન, અને પકડો એ મુજીઓની ખુબસુરત અબળાઓને.

**ચોથો તુરાની**—(બાજુએ) ઓ સીતમગીર હેરેમન ખશલતના આદમ, કોઇનો નહી તો ખોદાનો તો ડર કર.

(નકીબ દાખલ થાયછે.)

**નકીબ**—ખુદાવંદ ખુશ ખબર લાવનારા હલકારાઓ એવો પેગામ પોહોચાડેછે કે ઈરાની શાહ નેકબખ્ત આપણાં બાહદુર જંગીઓને હાથે કેદ પકડાયોછે.

**હસરત**—બસ બસ ખીલયું મારૂં બખ્ત ! મનની ઉમેદ અને અરમાન તમામ બર આવયાં. આફ્રીન ! નેકબખ્ત પકડાયો. હવે ઈરાંનનાં તખ્ત પર હું બેદેહસત રાજ ચલાવશ. હવે એ મુજી શાહાને પાઉપીઆદો મારાં તખ્ત હજુર બોલાવી એની ખાળ ઉખેડી નખાવી મારા બાહાદુર જવાનોના જોડા બનાવશ અને તેનાં લોહીમાં મારા ખુનખાર હાથ બોળી સઘળો કીનો ધોઈ નાખશ. તેનાં બચાં કચ્ચાં અને આલ ઓલાદને હાથીના પગ તલે કચડાવી મારી નખાવશ, ત્યારેજ મારા કીનાનો જોશ ભરીયો જુસો નરમ પડશે.

**કીનાબાઝ**—અને ત્યારેજ તારૂં નામ હફ્તેકેશવર જમીન સુધી આશકારા થશે. જાબજા તારી કીરતીનો પમરાત પંથરાશે અને આપણા વડીલ બુજોરગવારો જનતમાં ખુશહાલ થશે. તેઓના કીનાનો આતશ તેં બુજાવયો તેથી તેઓ તારીપર આફ્રીન કરશે. બાદશાહ હવે નેક કામ જલદીથી પાર પાડવું જોઈયે. એવાં ભલાં કામમાં ધીલ કરવી લાજમ નથી.

**હસરત**—પ્યારા ભાઈ અગર તારી મરજી હશે તો આવતી કાલેજ એ શુભ કામ પાર પાડીશું. અરે તે કીરતારની મારીપર કેટલી નવાજેશ! કેટલો આભાર ! ! કેવી કરમ બખક્ષીસ ! ! ! બોલાવ સીતાબ શીરીન હલકની રામશગરોને કે આજના મુબારક દીવસનું ગાણું ગાય.

(રામશગરોને તેડવા એક તુરાની જાયછે.)

**ચોથો તુરાની**—(બાજુએ) ઓ ખોદા, આ શું સેહેતાનીયત! અરે આવી હદ વીનાની જાસતી તું રેહેમ દીલ ખાવંદ શી રીતે જોઈ શકેછે?

(રામશગરો આવીને ગાયણ ગાયછે)

"આઇ આઇરે શું ગરવા"—એ રાહ.

ધન ધનરે શુરવીર—ધન તનેરે—ધન
બહુ બળે તારૂં નામ પ્રકાશયું—થયો બધે જયકાર—ધન તનેરે.
કાયમ નામ તારૂં ઈરાની તખ્તે—સદા કરે કીરતાર—ધન તનેરે.
નામ રૂડું તારૂં જગમાં પ્રતાપી—કીરતીનો નહીં પાર—ધન તનેરે.

સુખનો ઉદય થયો તારે પ્રતાપે—માને તેથી ઉપકાર—ધન તનેરે.
રંગ ગમતમાં હર વખત તુંને રાખે સરજન હાર—ધન તનેરે.

(પડદો પડેછે.)

---

## પ્રવેશ સાતમો.

### શેહેર ઈરાન.

**એક મોહલો જેમાં આગ લગાડીછે. નેકબખ્તને તુરાનીઓ પકડી લઈ જતા જણાયછે.**

**નેકબખ્ત**—અફસોસ! મારાં વાહલાં વતન, તારા આ શું બુરા હાલ!!! અરે! કયા કરપીણ મુજીઓએ તારી આવી ડરામણી દશા બનાવીછે. અરે આગ! આગ! પવીતર ઈરાનમાં આગ! બાદશાહી એવાનમાં આગ! પાકીજેહ એબાદતખાનામાં આગ! રોણકબક્ષ મેહેલમાં આગ! અરે મારા ખુદાઈ ખુદરતનાં ફુલવંત બગીચાઓ! કયાં ગયો તમારો રંગ બેરંગી ફુલોથી તર થયલો ખુશબોદાર પમરાત! અરે! તમારો કેવો બદતર હાલ! તમારા નકશીદાર કીયારડામાં ઉગતાં ફુલવંત ઝાડોને બદલે આ ડરામણી આગોનાં ભયંકાર ધુમાડાથી મારી આંખો આંધળી થાયછે. તમારા નાજુક પક્ષીઓનાં શીરીન હલકને બદલે આતશના કડાકા મારા કાનને બેહેરા બનાવેછે. ઓ વેરાન! ઈરાન વેરાન!! પાક મુલકમાં સેહેતાની આગ!!! ઓ જમાના! જુલમગાર બેરેહેમ જમાના! આ તે કેવો તારો સીતમ! ઓ યજદાંન! આ કેવો ભારી ગજબ! ઓ! ભયંકાર આગના બલતાંઓ, તમો શું કામ મને તમારી ચેહેમાં ઘસડી લેઈ બાળી નથી નાંખતાં! અરે! ફુલદરૂપ જમીન પર લાખો અને કરોડો ઈરાનીઓ નાજથી પગ મેલતા હતા તેઓનો બદકાર દેવોને હાથે આવો પરાજય થયો! ઓ હસરત! ખુની દીલના ચંડાલ!! આ શું સીતમ! અરે! અગર તુંને મારી પર વેર લેવું હતું તો મને શા માટે નહી બાળીને ભશમ

કીધો. અરે! આ મારાં પવીતર મકાનો અને નીરદોષ રૈયતનો શું કામ નાશ કીધો! અરે! દાદગાર તારી હજુરમાં મેં અને મારા વાહલાં વતન અને વફાદાર રૈયતે શું ગુનાહ કીધોછે કે તું આવો સખ્ત જુલમાત ગુજારવા દીયેછે! ઓ! દગાખોર હસરત તું તે દાદગારની દરગાહમાં તારા આવા જબુન પાપોનો પસતાવો શી રીતે જાહેર કરશે! અફસોસ! મુદઈઓને હાથ મારૂં વતન ઈરાન ફના! ગજબ! ગજબ, અફસોસ! વાહાલાં દેશ, છેલી સલામ!!!

(નેકબખ્તને લઈ જાયછે.)

---

## પ્રવેશ આઠમો.

---

### શેહેરની બાહારનો દેખાવ—એક મકતબ.

શાહાજાદો જેહાંગીર અને તેની સાથના
છોકરાઓ ગમગીન ઊભેલા દીશેછે.

**જેહાંગીર**—અફસોસ! અફસોસ! અફસોસ સદ હજાર
ઓ! ફલક દગાખોર તુંથી થયો લાચાર!
શું નેકી થઈછે નાબુદ! થયો બદીનો પ્રકાશ
શું પવીતર આ દેશમાં અગનીનો ઉજાસ!
ઓ કીરતાર! શું હતો કોમળ બાળકનો વાંક
શું હતો તકશીર કે કીધા બાળી ખાકરાખ!
નીરદોષ! બેગુનાહ! નારો તમામ
ની જીંદગી થઈછે એક પળમાં હરામ!
ગજબ શું એ થોડો! છે શું થોડો સીતમ
ઘેરે ઘેર બરપા ગજબ માહાતમ!
ઓ જંગલી! ઝનુની! દોજખી શાહ
શું કીધો તારો એવડો ગુનાહ!

કે ફના કીધો મુલક, આબાદ જે દેશ
ફના કીધી ઓલાદ કુટંબને ખેશ !
રળીઆમણી ભુમી જ્યાં કુદરત ખુરબાન
વસે જેની સપાટીપર ધરમી ઈનશાન !
શાહ જેનો નેક ખાલેશ મન ખુદાઈ
ભરપુર જેને દવારે નેકી અને દાનાઈ !
સાંભળ ઓ કીરતાર ! દુ:ખનો ગગડાટ
સીતમ ભરીયાં દીલની વીજળીનો ચળકાટ !
બંધે કર એકદમ આ પાયમાલી કુલ
નાબુદ કરી બદી ચમકાવ નેકી અમુલ !
થાય જો તું દયાળુ દાવર મદદગાર
પળવારમાં કરૂં નાબુદ બદીનો પોકાર !

**જોરેમંદ**—કમનસીબ શાહાજાદા ! આ છાતી ફાટે એવો દુખી બનાવ જોઈ તું જેટલો આજુરદા ને હેરાન રેહેછે તેથી વધારે મારૂં દીલ ગમથી આજુરદા થયુંછે. એ મુજીઓથી મારા વાહાલામાં વાહાલા બીરાદરોનો નાશ થયો, જે કામથી સેહેતાન ડર જે તે કામ મુજી તુરાનીઓએ ખુશી દીલે અને ભારી હરખથી બજાવયુંછે. અફસોસ ! આવા જુલમાતથી મારૂં લોહી બંધાઈ ગયુંછે. વેરે મારી છાતીમાં રેહેઠાંણુ કીધુંછે. જો થોડાંજ માણસોની મદદ મલે તો તે બુરે બખ્તનાં જીઆંગારોને આ પવીતર ધરતી ઉપરથી નહસાડું. દુખ અને અફસોસની હવે હદ રહી નથી. આ નાજુક બદનપર સીતમનો વરસાદ વરસવાથી મારૂં જુવાન લોહી તુફાની સમુદરનાં મોજા મીશાલ ઉછાળા મારેછે. પણ લાચારછું કે મને નાદાન સમજી મારા શુકનપર ઈરાનીઓને એતબાર આવતો નથી; પણ જે ઈરાની લોહી મારી રગોમાં ફરેછે તેનું કૌવત એટલું તો ધરાઉછું કે એકલે હાથે મુદઈઓને તારાજ કરી નાખું.

**શોરાબ**—શાહાજાદા જેહાંગીર, તારાં પવીતર નામ સાથ દેશને જીતનારનો એલકાબ જોડાયલોછે, માટે તુંને તારી બાહાદુરીથી હમો ઈરાનીઓનું વેર લેવું સજાવારછે. આપણ બચગીમાં

છીયે તો શું થયું, પણ જે બાહાદુર માવતરોનાં દુધથી આપણે ઉધરીયા છીયે તે એટલું તો કૌવતમંદછે કે સેંકડો સીપાહોને ખાક બરાબર કરવામાં વીલમ લાગનાર નથી; માટે એ ઈરાની માદરોના શુરા બેટાઓ તમારા દેશની, તમારી ઓલાદની અને તમારાં રાજની ખુહારીનો બદલો બદબખ્ત મુદઈઓથી લેવો•

**તુસ**—તે માયાલુ દાવરે આપણા ઈરાનીઓમાં ભારે કૌવત અને બેહીસાબ દીલાવરીની બક્ષીસ એટલાજ કારણસર કીધીછે કે મુદઈઓને શીકસત આપવી અને ખુદાઈ રસમ કુલ દુનીયામાં ચાલુ રાખવી• જયારે આપણાં જનમ આપનારાઓ મુશીબતમાં સપડાયા છે તો શા માટે આપણે વેર નહી લઇએ• ચાલો, ચાલો દીલાવરો મારવું કે મરવું, જો બખ્તે યારી આપી તો દુશમનો આપણ બાળ કોનાં હાથપર આજેજ આવશે, અગર નહી તો જે ઠેકાણે આપણાં બુજરગવારો સીધારીઆછે ત્યાં દેશના બચાવ સારૂં જશું•

**જેહાંગીર**—મારા હીંમતે શુરા દાનેશમંદ બીરાદરો, તમારી જાન ફેશાની અને હીંમત જોઈ હું ખુશીછું• તમારી ઈમાનદાર ચાલથી મારો પોણો ગમ નાશ પાંમયોછે; પણ આપણને દાનાઈ વાપરવાની જરૂરછે•

**સઘળાઓ**—જેમ તું નામદાર શાહાજાદો ફરમાવે તેમ હમો ચાલવાને રાજી છીયે•

**જેહાંગીર**—ચાલો ત્યારે ઈરાની ઓલાદના બાહાદુર બેટાઓ, લેઓ જુબાંપર પાક યજદાનું નામ, ઉઠાવો જંગ, લેવો આ જોહુંડો અને કરો સીતાબી કે આપણા સપડાયલા માત પીતાઓ અને ભાઈઓનો છુટકારો કરીએ•

{જોરેમંદ જોહુંડો લેઇ ઉભો થાયછે, તેવામાં
{કેટલીક ઓરતો ગભરાતી આવી લાગેછે.

**૧ ઓરત**—ઓ નામદાર બાહાદુર ઈરાનીઓ, દેશપર જાન ખુરબાન કરનારા બાહાદુર બેટાઓ, જે માતાઓએ પોતાનું ખાલેશ લોહી સમાન દુધ પાઈ તમોને ઉછેરીયાછે તેઓની લાજ જાલવવાનો વખત હજુરબી બાકી રહયોછે તે જવા ના દેઓ અને ચાલો•

તમારા ઘેર બાર, માલ મીલકત, રાજપાટ, ઐશ કબીલાનાં બચાવ માટે ઉઠો; ધરો હાથમાં તેજ શમશેર, પેહેડો તનપર બાહાદુરીના બખતર, ઉઠાવો તીર અને કમાન અને દુનીયાની ખાતરી કરી આપો કે ઈરાની જવાં મરદોને કોઈ પણ જુલમગાર જેર કરી શકનાર નથી. શું ઈરાની નામ, ઈરાની જોર, ઈરાની કૌવત તમો ખોહી બેઠા છેઓ?

**જેહાંગીર**—નહીં નહી; હરગીજ નહીં; ઈરાની જોર અને ઈરાની લોહીનો હેરત ઉપજાવનારો મોજેજો દેખાડવા આ દુવલછાતી ઉછળી રહીછે. હમો તેજ ભારી કૌવતના જોરે નાપાક ખશલતના દુશમનોનો નાશ કરી દેખાડશું. હમો તેઓનાં એક પણ જીવને સલામત રેહેવા દેશું નહીં. આ મારી તેજ શમશેર જે લોહીની પ્યાસી થઈછે તેને લોહીથી સેરઆબ કરૂં તોજ હું ઈરાની શાહનશાહનો વફાદાર બેટો જેહાંગીર. અગર ઈરાની નામ મેળવતાં આ કોમળ જાનનો જો ભોગ આપવો પડશે તો તેની શું ચીંતા; પણ એકવાર મારા વાહલાં વતનની પાયામાલીનું, મારા નેકબખ્ત પેદરનું, નાજુક બેગુનાહ નારીઓનું અને કોમળ બાળકોનું વેર લઊં તોજ ખરો.

**જોરેમંદ**—આ ભારી ગુરજે તે હેવાનીઅત ખશલતના મુદઈઓનાં શીર કુટી નાખવા તપી રહયોછું.

**શોરાબ**—આ નોકદાર નેજો તે બુરાઓનું જીગર ચીરી નાખવા ઈનતેજાર થયોછે.

(બ્રોરતો નીચલું ગાયણ ગાયછે.)

"બાલું બાંધતે સુનજો રંગ"—એ રાહ પર.

ચાલો જંગ મચાવો આજ—અરે શુરવીર મચાવો રે
રાખી તુરાનીઓપર દાજ—લડીને મારી હઠાવો—ચાલો૦
(સાખી) દાઝ અરે પ્રીતે ધરો—વતન તણી દીલમાંએ
મારી કાહાડો શત્રૂને—ફરી આવે નહી કદી હયાં—અરે શુર૦
(સાખી) આશીશ અબલાઓ હમો—દઈયે પ્રીતેસાર
હીંમત હોડીમાં બેસીને—આવો કષ્ટ સમુદર બાહાર—અરે શુર૦

(સાખી) નામ ઈરાની રાખજો—લઈ કેઆનીજ નીશાન
જીવ જતાં ખોહશો નહી—પેહેલવાન તણું માન—અરે શુર૦
(સાખી) નામ લઈ યજદાંનું—ધરો હાથ હથીયાર
શીક્ષા આપી શત્રૂને—વરતાવો જય જયકાર—અરે શુર૦

**જોરેમંદ**—(જુંહુંડો પકડીને) જેઓ ઈરાની ઓલાદનું નામ રાખવા ચાહાતા હોય, જેઓ દેશને પ્યારૂં ગણતા હોય, જેઓની રગો માં ખરૂં કેઆની લોહી વેહતું હોય, જેઓ તુરકી જુલમાતથી પોતાને અને પોતાનાં ખેશીઓને છુટા કરવા ઇનતેજાર હોય, જેઓ વાહાલાં ઈરાનને ખરેખર પ્યારૂં ગણતા હોય, જેઓ પુરાતન પાયતખ્તને બચાવવા ચાહાતા હોય, તેવા બીરાદરો આ કેઆની જુંહુંડાની નીચે એકઠા થઈ જાહેર થાય. શેર મરદો તમો જો આ વેળા હીંમત નહી કરશો તો યાદ રાખજો કે તમો સદા જુલમી તુરાની રાજના તાબામાં રહી વાહાલાં વતન ઈરાનને બદલે કોઈ મુલકમાં વાસો કરશો, જે વેળાએ તમોને અતી ખેદ ખમવો પડશે. માટે જો સંકટથી બચવા ચાહાતા હોવ તો સીતાબીથી આવી આ નામદાર શાહજાદાની સરદારી નીચે હીંમતથી લડો કે જુલમી હાથથી ખલાસી પામો.

{નાહાસી આવેલા ઇરાની મરદોનું ટોળું આવીને બધું સમજેછે.}

**એક ઈરાની**—છોકરાઓ આવા મજબુત થઈ પડેલા દુશમનને નહસાડવા તમો બાળકો શું કરી શકશો અને આ અબળાઓનું કેટલું કૌવત કે એઓ મુદઈને મારવા સામરથવાન થશે.

**જેહાંગીર**—ઈરાનીઓ, તમો હીંમત હારીને ઈરાની નામને બુરૂં લગાડોછો. હમો નાદાન છીયે માટે તમો ડરોછો પણ યાદ રાખજો કે જો તે પાક પરવરદેગારની મેહેર હશે તો હમોજ નાહાના બાળકો મોટાં કામો કરી બતાવશું. અગર મારૂં બળ અને કૌવત તમોને અજમાવી જોવું હોય તો ઉચકો આ મારો ભારી ગુરજ અને ખાતરી કરી લેઓ કે હમારામાં શું શકતી છે ?

**એક ઈરાની**—(ગુરજ ઉચકવા જાયછે પણ ઉચકાતો નથી.) ઓ બાપરે! આ છોકરો બચગીમાં આટલું ભારી કૌવત ધરાવતા

રોછે તો આગળ જતાં એ કોઈ સારાંજ કામોથી આશકારા થશે•

**જેહાંગીર**—ભલા દોસત એટલીજ વારમાં વીચારમાં પડયો ? પણ હજુર તુંને બીજો મોજેજો જોવોછે• આ મારો તીર લોહોડાની ગમે એવી સખ્ત ઢાલમાં પ્રવેશ કરવાને કારીછે• (જેહાંગીર તીર ફેંકેછે જે લોહોડાની ઢાલમાંથી આરપાર થઇ જાયછે.) હવે ખાતરી કરો કે આવાં બળ અને બાહાદુરી આગળ નાચીજ મુદઈઓ શું બીસાદ ધરાવેછે ?

**ઈશાનીઓ**—ખચીત કોઈજ નહી પણ તુંજ હમારો શાહ, સરદાર અને બચાવનાર• ચાલો ભાઈઓ હવે પાક યજદાનું નામ લઇ લડાઈ પોકારો અને વજંતરો વગાડતા મુદઈઓની મુકાબેલ જઈયે•

{નીચલું ગાયણ ગાતા ગાતા
{ઘણાજ હરખથી કુચ કરેછે.

## ગાયણ•

## તીલાણો—કેદારાનો•

"દાંનીરે તદેરનાં દેરનાં દેરનાં તાનનરે"—એ રાહપર

ચાલોરે દલેરો શેરો શુરાતનો તમે
મારોરે પ્રાણથી બુરા શત્રૂ તુરાની;
દાજથી દેશની હીંમતે વતનનાં
દુશમન હરાવા—
ઈલાહી પુકારી મુખે—ચાલો રે૦
ચાલો ચાલો ચાલો સજનનનન
દલેર દેશનાં મગાનનનન
કાઢો ટનનન તીર ખનનન ખન
હીંમત બતાવો બળે—ચાલો રે

{સરવે લશકર ખુશીથી જોરમાં
{ચાલી જાયછે. પડદો પડેછે.

---

# અંક ત્રીજો.

## પ્રવેશ પેહેલો.

---

### સ્થળ તુરાન—જરીરનું કેદખાનું.

જરીર ફાટાં તુટાં લુગડાં પેહરી જમીનપર પડેલી.

ગાયણ ગાયછે.

### ગાયણ—ગજલ દેશ.

"ગઇ એક બ એક જો હવા પલટ નહી દીલકો અપને કરાર હયે." એ રાહા.

રાતો દીન વીતે બહુ કષ્ટમાં—દુખી દીલને મારાં કરાર નહી
સહું હું ગજબ મુજ બાપનો—કેહતાં મુખથી આવે ન પાર કંઈ;
ફુલ બાગમાં ફરૂં લેહરથી—સુવું સેજમાં મખમલ તણી
શું કામનું એવું સુખ બુરૂં—જેની સાથે દુખનો પાર નહી;
અતી જુલમ જેનાં રાજમાં ફંડ કપટ ને બુરાઈ જયાં
કરવા બચાવ તે દેશનો—કબી રાજી પરવરદેગાર નહી.
ફરતો જમાનો છે સદા—ખરી ફરજ કર તું ન કો અદા
સૌ પાપમાં ચકચુર રહી—કરે ધર્મ અર્થે વીચાર નહી,
કર સહાય મારી તું દાદગર—માગું નમાવી હું તુંજને શર
છોડવ તું જુલમીની જાલથી—રહયો જુલમનો હવે પાર નહી;
તું કરીમ પાલણહાર છે—સદા રાસતી તારે દવાર છે
પશુ પંખ તુંજને આધાર છે—તારા વીના કયાં એશાર નહી.

અરે! જયારે એક ઝાડનું ઠડજ સડેલું હોય, તયારે તે દરખતપર મીઠાં ફળોની આશા તે કેમ રખાય! એક સીંહ જો પોતાનાં બચાંઓને વનમાં રખડતાં નાખે તો તે ગમે તેવાં બળવાન કહેવાતાં છતાં વેગળાં પડેલાં શું કરી શકે? અફસોસ! મારા પેદરે મારી ખરી કદર નહીજ પીછાણી, તેનું સદાનું ભલું કરવાની મારી કાળજી તે ભોલાં હઈડાંના બાપને બુરી માલમ પડી. તેનું બેહુ જેહાદ

નું ભલું ચાહયું તેના ઈવજમાં આ સીતમ ભરી હાલતે મને પોં હોંચાડી એકલી તવલતી નાખી. અફસોસ! મારી ફરીઆદ જાણનાર તે ઈલાહી સીવાય બીજું કોણ છે: અરે! હું મારી દરકાર કરતી નથી; પણ જે પાપોના બોજાઓ તેના ઉપર દીનપરદીન વધયા જાયછે તેના વીચારે હું અતીશે હેરાન થાઊંછું. ખુદાઈ ખુદરતના ગેબી મારથી તે હમેશ પીડાતો અને તવલતો રહેશે. એ ખયાલ મને વધારે શોકાતુર બનાવેછે; ઓ પાક યજદાં! તારી મેહેર અને દયાની હું તલબગાર છું. તારા ભેદ ભરીઆ સાહેયામાં મારા બાપને લઈ હ મેશ સુધીનો તેને સુખી બનાવ એવી અરજ હું તારી કમતર દાસી ગુજારૂંછું. આજ સુધી મેં તો મારેથી બનતું કરયું; પણ તે હર ગેજ થઈ મારી નેક સલાહ માનય કરતો નથી. માટે ઓ ગેબી પી તા, તારો દયાનો અને નેકીનો વરસાદ તે ફરેબથી ફસેલા બાપ ઉ પર વરસાવી સરવે તેની બદીને ધોઈ નાંખ; અને તેને તારો દાસ બનાવી સદ્દગુણી, નેક અને ખાલેશ તનનો કર. ઓ ઈલાહી! એટલી મુજ નાચીજ ખાકી ઓરતની અરજ બાહાલ રાખ.

## ગજલ.

"મુજે કયું બાબમેં જલવા દીખાયા"—એ રાહ.

ખુદા એ જુલમથી તેને બચાવો  
બાહારે અએશમાં મુજથી મીલાવો;  
ઈવજ પીદરનાં ગર સીતમ ગુજારો  
કબુલ હું છું ભલે મુજને સતાવો;  
બાપ મારો ન આવે કેહેરે હકમાં  
બુરૂંછે જો દીલે બેકસ દુખાવો;  
રેઆહી કરજે નેકબખ્તની પણ  
બે ગુનાહ ફસયોછે જલદી છોડાવો;  
ઉડે રંગ ત્યારે બજમે દીલ રૂબામાં  
છોડાવી પાપોથી નેકી બતાવો.

{જરીર ગાતાં ગાતાં ઉંઘી જાયછે તેટલાં એકાએક  
{વીજળીના ચમકારાઓ થાયછે તેથી જાગી ઉઠેછે.

**જરીર**—(ગભરાતથી ઉઠી છાતીએ હાથ રાખીને) અરે મેં શું આ ખાબ જોયો! એક પાકતન ફરેસતે મારા સ્વપનામાં બસારત કરી ગયો કે, પરવરદેગારે મારી સરવે અરજો કબુલ કરીછે, અને હવેથી મારો પેદર સદા રાસતીનો ચાહનારો થશે- વળી ઇરાની શાહાથીજ તે સરફરાજ થશે માટે મને તે જાહોજલાલ શાહા પાસ જવું જોઇશે. તેને જનજીરથી બાંધેલો મારાજ નાજુક હાથે ખલાસ કરશે અને હંમેશનો મારો વાહલો ખાવીંદ બનાવશે. શું એ ખરેખરી બસારતજ હશે? યા શું મારાં ખયાલી મનનું ભમતું ચીત્ર મારાં ઉંઘાયલાં મગજમાં શાંત પડેલી ઈંદરીઓને દરશટીએ પડયું હશે? પણ એ વેહેમતો હોયજ નહી. ખચીત તે આસમાન અને જમીન તથા સરવે અદભુત શકતીનો સાહેબ મને ઠગવા સારૂં તો એમ કરેજ નહી, મારે તો એ સુચવેલી સુચના ઉપર અમલ કરવો સજાવારછે, કદાચ મારા સંકટનો હવે છેડો આવતો હશે, અને ઉમેદના વેલાપર ફતેહમંદીનાં ફલો ઉગી નીકલતાં હશે. જે બને તે ખરૂં; પણ હું તો એ ફરેસતાઇ રૂપનું બોલવું સાચુંજ માની તે દાનાવ શાહા પાસ જાઉં. અગર એથી મારો જીવ વધારે ધાસતીમાં આવશે તો ચીંતા નહી; પણ દુનીયામાં ઓરત જાતનું નામ જે બદીથી નીચું પડી ગયુંછે, તેને મારી હીંમતની હઠેલીથી બુલંદીએ પોંહોંચાડું, અને તે અપવીતર શુકનોના દાઘ મારાં ખુદાઈ કામોના ખાલેશ આબદાર ઝરાથી ધોઇ નાખી, દુનીયામાં ઓરતોનો સાચો ધરમ શું છે તે દેખાડી આપું. (જાયછે.)

---

## પ્રવેશ બીજો.

### સ્થળ તુરાન—એક બંદીખાનું.

બંદીખાનામાં બે કોઠરીઓછે જેમાંની એકમાં નેકબખ્ત અને બીજીમાં ખુરશેચેહેર, જંગી, જાહેલ વગેરે કેદ પડેલાછે. નેકબખ્ત બંદીખાનામાં પોતાપર ગુજરેલા સીતમનું ગાયણ કરેછે.

**ગાયણ.**

બાર માસી—કાફીનું ધુનમાં
"હમકો છાંડ ચલે બંન માધુ"—એ રાહ.

ઈરાન ઈરાન ઈરાન ગયુંરે
હારી ગયો હું નીરાશ થઈરે—ઈરાન.
છળથી છેતરી પેહેલવાનોને
કેદ કીધાછે ફસાવી દઈરે,
પાછળથી વળી પાપીઓ આવી
સુખને સંપતી ચાલયા લઈરે—ઈરાન.
ખુન કતલને આગ લગાડી
હરખથી પોતે જોઈ તઈરે,
સુંદર કોમળ બાળને મારે
તીરને ખંજર ભોંકી દઈરે—ઈરાન.
પાક આપણા આતશ કદેહો
શેહેતાની હાથે ગયાં બળીરે,
મનહર મેહેલો પ્રાંણથી પ્યારા
જાય પલકમાં ધુલ મલીરે—ઈરાન.
પ્યારા પુત્રને માત રડેતો
તાત રડે મુખ પુત્ર કરીરે,
માત પીતા મુખ પુત્ર પુકારે
એકરે એકનું કોઈ નહીરે—ઈરાન.

રંગ તજો સઉ માનો ગુણીજન
શાન ધરો શીખ સાચી લઈરે,
પળમાં હસવું ને રડવું પળમાં
જાન માલની આશ નહી રે—ઈરાન•

(એક દારોગો દાખલ થાયછે.)

**દારોગો**—(ઇરાની સરદારોને) બંધવાઓ તમારી દયા ઉપજા વનારી હાલત જોઈ આ સુકી રોટી તમારે માટે લાવયોછું તે ખાઈ થોડું પાણી પીને સંતોષ પકડો• (જતો રહેછે.)

**ખુશચેહેર**—તુરાની સંગદીલોમાં જો દયાનો ઝરો વેહેતો ન જરે પડયો હોય તો ફકત તે આ દારોગામાંજછે• ચાલો બીરાદરો, હવે તો જે છે તે ઉપર સંતોષ પકડો•

**જાહેલ**—શું સુકી રોટી! નહી, નહી, હું હવે એવો સખ્ત જુલમાત ખમવાનો નથી• હું નરમ નરમ લેહેજતદાર પકવાનો પર હાથ મારનારો શાહાજાદો આ સુકી રોટીનાં વાસી ટુકડાખાઊં! નહી નહી, અરે મારે ગળે એવો કઠણ કકડો કેમ ઉતરે•

**ખુશચેહેર**—બીરાદર જાહેલ, શું કરશે, તું એ સુકો રોટી નો કકડો નહી ખાશે તો તુંને લેહેજતદાર ખાનું કોણ આપનારછે; હવે તો તું તારી મોટાઈ અને ફીસીયારી ભુલી જા, અને નહી મ લવાનાં સંજોગમાં જે કંઈ મલયું તે પર સંતોષે પકડી શુકર ગુજા રી કર• અંદેશો કર કે તું કેઈ જગામાં બંદીવાન પડયોછે•

**જાહેલ**—ખુશચેહેર, હવે તારી ચાપલોસી બંધ કર• તારા મોહોડાંમાંથી નીકલતા તીર જેવા શુકનો મને વીધી નાખેછે• હવે તારાં પોપટ જેવાં મોહોડાનો બક બકારો બંધ પાડ•

**ખુશચેહેર**—અરે ભલાં માણસ વખત પ્રમાણે વરતવું સજા વારછે• શુકર ગુજાર કે આવી ડરામણી જગામાં એક દારોગાની મેહેરથીજ આટલો ટુકડો તુંને મલયોછે• જો એટલોબી નહી મલે તો શું ખાવાનો હતો• જો હમો કેમ ખાઈને સબર કરીએ છીયે• સુકી રોટીનો ટુકડો અને થોડુ પાણી મલયું એટલે બીજુ શું જોઈયે•

**જાહેલ**—એ ડુંબા તારા ગળામાં તો પથરના ટુકડાબી ઉત

રી શકે પણ તુંને શાહાનશાહી ખાનાની તમીજ નથી. હયાં તો સવાદદાર પુલાવ, મસાલેદાર કવાબ, તથા લેહેજતથી ભરેલો શરાબ હોય તો ગળે ઉતરે, પણ તું તો વખત પડવે રેતીબી ખાઇ જાય; તુંને શું.

**ખુશચેહેર**—અલબતાં આપણ તો જે મલયું તેની પર સંતોષ કરીએ. અગર તુંને લેહેજતદાર ગરમાં ગરમ પુલાવ જોઈતો હોય તો જરા સબર કર. હું હમણા તારે માટે મસાલાદાર કવાબ, શરાબ વગેરે મંગાઉંછું; તે ખાઇને આસુદા થજે. (પોતેજ ઢોંગ કરી જુદા જુદા સાદ કહાડી) અરે હયાં કોઈછે ? હાજી સાહેબ. તું કોણછે ? હું બબરચી છેઊં સાહેબ. જા સેતાબીથી જઈને ગરમા ગરમ ડુંબા પાક તઈયાર કરી આ નામવર જાહેલને લાવી આપ. બેહેતર ખુબ મેહરબાન, પળમાં બનાવી લાઉંછું. લેહેજતદાર પુલાવ તરેહવાર મેવો નાંખીને લાવ. તઈયારછે સાહેબ. પેલી શાકી કયાં ગઈ ? (રમુજી અવાજ કાહાડી) આંવીજી. ચાલ તારા નાજુક હાથે લાલમ લાલ શરાબની જામો ભરીને જાહેલને આપ. આપુંજી. (પાંણીનો કુંજો ઉચકીને પીયેછે) વાહ વાહ અજબ લેહેજતછે. આ તુરાની ઝ રાનાં ખુદરતી આબે શરાબ આહા! આ પીવાથી કેવો જીવને સંતોષ ઉપજીયોછે.

**જાહેલ**—એ રજાલા હેમક લાલમલાલ શરાબ અને લેહેજત દાર ખાનાની તુંને શું પરખ હોય ? તારા કયા બાપદાદાઓ એવી મોજ ભોગવી ગયલા કે તુંને તેની કદર હોય.

**ખુશચેહેર**—શાબાસ કેવા ફુલ જેવા શુકનો નીકળેછે. આફરીન ! બીરાદર જાહેલ તું જે કંઇ બોલનાર હોય તે બોલી દે, તારા ઉભરા બાહાર કાહાડ નહી તો પેટમાં રહી જશે તે ઠીક નહી. તું તારો બલાપો કરતો બેસ તેટલાં હું મારાં પેટને જરા આસુદા બનાઉંછું.

(સુકી રોટલી ખાયછે.)

**જાહેલ**—(ગુસાથી) આહા શું કરૂં, આ વખતે જો મારા હાથમાં બેડી નહી હોતે તો તારી જીબાંન ખેંચી કાહાડતે.

**ખુશચેહેર**—તારી બેહુદી જાહેલીયતથી એકલો તુંજ નહી ફણ્ગુ આખું ઈરાન તબાહ થયુંછે ને ગજબ સેહેછે; તોપણ તું

તારો ખવાસ છોડતો નથી. હું ધારૂંછું કે તારાં બચપણમાં તારી માએ તુંને દુધમાં મરચાંની ભુકી ભેળીને પાઈ હશે, કે જેથી તારો ખવાસ તીખો તમતમતો થઈ રહયોછે. આફરીન છે તારા નામના આપનારને, કે તારા ખવાસને અનુસરતુંજ નામ તેણે તારે માટે પસંદ કીધુંછે.

**જાહેલ**—(ઘણોજ ચીડમાં આવીને) નીચ ગોલામ છેકજ બેલગામ બનયોછે? ઉભો રેહે તારી શરકસીનો નતીજો હમણાં દેખાડુછું. (ઉભો થઇ બેડી તોડવા જોર કરેછે પણ નહી તુટવાથી પાછો જમીનપર ફસડાઇ પડેછે.)

{જગીર દામન થઇ એક ખુણામાં
{ઉભી રહી સરવે તમાસો જુએછે.

**ખુશચેહેર**—(હસીને) જાહેલ તે ખરેખરો જાહેલછે. જુઓ હવે લોહોડાની જનજીર સાથે કૌવત અજમાવેછે. કેવો મજેનો લાગે છે. જાણે જાણે કે નકરો ચીડમાં આવેલો બીલાડો. અરે મુરખ તારાં આવાં જંગલીપણાથી નામદાર શાહાનું દીલ દરદમંદ બને છે તેનો વીચાર કર. ઓ જંગલી, સારૂં લેહેજતદાર પકવાન નહી મલવાની આશા હોય તો લે આ સુકી રોટી પર ગુજર કર; એટલો ભુખે બેસબર શાનો થાયછે.

(સુકી રોટી જાહેલને દેખડાવીને પોતે ખાયછે.)

**નેકબખ્ત**—મારા વાહાલા સરદારો હું લાચારછું કે આ વી વેળાએ તમોને લેહજતદાર ખાનું બક્ષી શકતો નથી પણ તેમાં મારો તકશીર નથી. આ ફરેબી દુનીયાપર ફરતા દગાબાજ અફલા કે આપણી પર એવો સીતમ ભરીયો વરસાદ વરસાવયોછે કે તેનું બયાન કરવાને કોઇપણ સખ્તમાં સખ્ત છાતીનો મરદ હીંમત કરશે નહી. જમાનાના જુલમી તીરોથી આપણ આપણી જાહોજલાલી, રયાસત અને દોલત વગેરે ખોહી બેઠા છીયે. જેહેરી પવનના જુલમી ઝપાટાઓએ આપણાં પર આજાબ ગુજારવામાં કાંઇએ બાકી રાખયું નથી. તેજ ધણી કે જેનાં ફકત તખ્ત અને તાજનાં ઝળકાટ આંખને દીપાવનારાં હતાં, તે આજે સીહા બંદીખાનામાં એક ચેરાગનો પણ ઉજાશ જોવા પાંમતો નથી. જયાં જેનાં પગલાં પડે ત્યાં મખમલી ફરસ અને આ રામગાહામાં નરમ બીછાનું સદા રેહેતું હતું, તેજ આજે પરેશાન

હાલે જમીનપર પડેલોછે. હજારો અને લાખોને અનપાણી પુરૂં પાડવા જે કરીમે મને સામરથવાન કીધો હતો તેજ ગેબી કીરતારે આજે સુકી રોટીનો પણ મને મોહતાજદાર બનાવેલોછે. પણ તેથી હું કાંઈ મારી હાલતપર રડતો નથી; ચહડતી પડતી સઉની હોયછે, કીસમતનું કાળચક્ર ફેરવાતાં વીલમ લાગશે નહી. જેટલી સીતાબીથી આ અચાનક હાલતનો ફેરફાર થયોછે તેટલીજ જહડપથી પાછું અસલ સુખ ભોગવશું. ખુદરતી ખુશબખ્તીનાં ઝબકારા મારાં દીલને નવી તહરેની ઉલટ અને આશા આપેછે. જો નસીબનાં ઝાડપર ઉમેદનાં ફળો ઉગી નીકલે તો તેમાં અજબ જેવું કાંઈ નથી. ઓટ પાછળ ભરતી થવીજ જોઈયે.

**સઘળા બંદીવાનો**—આફરીન તારી શુકર ગુજારી પર સદ હજાર આફરીન !!

**જાહેલ**—(ફફડતો રોટલી ખાઈને) શુકરાનાં તારી નયામતના.

**નેકબખ્ત**—શું તમો સઘળાઓએ શુકરાના કીધા ! બસ, બસ, હવે કીસમતનાં ગરેહ બદલાતાં વીલમ લાગશે નહી.

**જરીર**—(ખુણામાં રહીને) આહા ! આ રૂડાં કરમનો તથા ખુદાઈ નુર અને અજમતી ખવાસનો શુરવીરશાહા પોતાનાં બુરા વખતમાં પણ કેવો ખુશાલ દીશેછે અને કેવો ધીરજથી પોતાનો ગમ ભુલેછે ! અરે !!

(જાહેર થઈ.)

**જરીર**—સખી દીલ શાહા, તારી જેહેમતનો અનજામ પરવરદેગારની કરામતી બક્ષેસથી આવયો એ નક્કી માનજે; અને તે તારી નેકી, મોટાં દીલ અને સબુરીથીજ.

**નેકબખ્ત**—(અજબ થઈને) આવા ડરામણાં જીનદાનમાં આ ખુરશીદ સમાન ઝળકાટ શાનોછે ! કોણ પરી શીકલની અબળા ! અરે આ કેદખાનાના સખ્ત ચોકી પેહેરામાંથી એ શી રીતે આવી હશે !

**જરીર**—તુંજનાં મુબારક દીદારની તલબગાર તારી તાબેદાર બાંદી, બાદશાહ હસરતની બેટી જરીરછું.

**નેકબખ્ત**—અદબ અને અંદાજ વાલી નાર, નાજુક પરી, તું શું બોલી ! તું બાદશાહ હસરતની બેટી ! એ કેમ બને ! શું ત્યારે પથર અને હીરામાં તફાવતજ નહી ?

**નશીર**—ઝવેરની પરખ ઝવેરીજ કરે; બુલબુલ ગુલાબપરજ મોહીત પડે; કમળપર ભમરો સદા ભમતો રેહે• તેમ તું નેકછે ત્યારે તારો મદદગાર યજદાં થાય તેમાં શું નવાઈ• તે કીરતારે તારી રેહેમદીલી, સખાવત અને નેક કામોના અવેજમાં તુને ખુદાઈ હોશન બખશયું છે કે જેનું તેજ આવો ભયંકાર જુલમ ખમવા છતાં પણ ઓછું થયું નથી•

**નેકબખ્ત**—પણ આવી હદથી જયાદે નહી છાજતી સીફત કરવાનો કંઈ સબબ ?

**નશીર**—તારી ખોટી તારીફ મેં કીધીજ નથી• મારૂં આવવાનું કારણ ફરેબથી કેદ પડેલા આ તારા ઈરાનીઓ અને તારે માટેછે• એ ઉપરાંત એક બીજી મારી ઉમેદછે કે જે વીષે આ તારા સરદારોની રૂબરૂમાં હું બોલી શકતી નથી•

**નેકબખ્ત**—ત્યારે શું તું હમોને કેદખાનામાંથી છુટા કરી તારા પેદરથી બેવફા બનેછે ? જા છોકરી જા, બચાંઓને પોતાના માબાપથી બેવફાઈ કરવાને શીખાડવાનો મારો ધરમ નથી• માટે જા, ઓ શાહાજાદી તારી માયા અને મેહરબાની મને નથી જોઈતી•

**નશીર**—(મનમાં) કેવો ભલો અને લાયકીવાલો શાહ ! અરે એવા સુગંધી ફુલનો સવાસ લેવા આ દીલ કાંય નહી તવળે ? પોતાનું સુખ પ્યારૂ ન ગણતાં એ મનેજ ઔર નશીહત આપેછે ! (શાહને) બાપથી બેવફા થવા હું આવી નથી, પણ તમારો છુટકારો કરવાની મારી ફરજછે એવું સમજી હું અતરે આવીછું•

**નેકબખ્ત**—આફરીનછે તારા નેક શુકનો પર, પણ હમારો છુટકો કરવા આગમચ તારે ખુબ વીચાર કરવો ઘટેછે• શું તું એમ ધારેછે કે કેદ પડેલા ઈરાનીઓ જો છુટા થયા તો પોતાનાં દેશની ખરાબી અને રૈયતની પાયમાલીનો જવાબ તે હસરતશાહથી નહી માંગશે ?

**નશીર**—પણ તે ધાસતીમાંથી મારા બાપને મોકળો રાખવાની ગોઠવણ થવેથીજ હું તમોને છુટા કરશ•

**નેકબખ્ત**—તે કેમ ?

**નશીર**—તમોને છુટા કરવાની પેહેલાં હું તમો પાસ વચન માંગુછું તમો મારા બાપને કંઈ પણ રીતની ઈજા નહી કરો, પણ તમારૂં

રાજ તમારે સવાધીન લઈ તેને તેની તુરાનની ગાદીપર બેસવા દેવો.

**નેકબખ્ત**—એમ કેમ બને, એ પરમાણેજ ફક્ત જો થાય તો ઈરાન હમેશાં તુરાનની દયા નીચે રહે; ચાહે ત્યારે તુરાની શાહ ઈરાન ઉપર ચહડી આવે અને જોર યા ફરેબથી ઈરાન અને ઈરાનીઓના બુરા હાલ કરે. માટે જ્યાં સુધી હસરતશાહ એવો મામલો નહી બનવા દેવાને કાંઈ ચોકસ બંદોબસત કરે, ત્યાંસુધી તેં કહેલા કરારો હું કબુલ કરી શકતો નથી.

**જરીર**—મારે એ તારૂં કહેવું કબુલછે.

**નેકબખ્ત**—આફ્રીન, તારી દાનાઈપર. અકલનો ખજાનો તે પાક યજદાંએ તુંને હદથી જયાદે બક્ષેલો માલમ પડેછે. હીરા સમાન ઝળકતી આંખોનો પ્રકાશ તારી નેકીની ગવાહી આપેછે.

**જરીર**—હું તમો પર વીશવાસ લાવી તમોને મોકળા કરવા આવીછું. તોપણ તમારો વચન લેવાની મને જરૂરછે.

**નેકબખ્ત**—જે ફરજંદો પોતાના બાપને ચાહી તેનું ભલું ઈછશે, તેવા નેક બાળકોને ઉતેજન આપવા હું સદા ખંતીછું. લે, ફરેસતા ખસલતની બાનું, કુલે ઈરાની આલમ તરફથી હું તુંને કોલ આપુંછું, કે આજથી તારા બાપ તરફનો કીનો બીલકુલ ધોવાઈ ગયોછે; અને હું તારા નેક ગુણ માટે તેનો મદદગાર દોસત થઈ રેહવશ.

(જરીર સરવે ઇરાનીઓને છુટા કરેછે.)

**જરીર**—રેહેમદીલ પાદશાહ! તારી રેહમદીલીનો બદલો હું કેમ વાળશ તેની મને સમજ પડતી નથી. તું નામદાર અને તારા પેહલવાનો બંદીખાનાના આજાબથી ઘણા હેરાન થયા છેઓ, માટે મારી અરજછે કે તમો નામદારે મેહેલમાં આવી આસાએસ લેવી.

**નેકબખ્ત**—જેમ તારી મરજી.

{સઘળાઓ જરીર સાથ મેહેલમાં જાયછે. પડદો પડેછે.

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ તુરાન—એક રસ્તો.

ઈરાની લશકર ફતેહનું ગાયણ ગાતું દાખલ થાયછે. જેહાંગીર સરવેની આગળ ચાલેછે. જોરેમંદે જાુહુંડો પકડેલોછે. જરરૂખશારની સાહેલીઓ લડાઈનો લેબાસ લઈ હથીયાર સાથે જેહાંગીરની પાછળ ચાલેછે.

"ચેશટી મર"—એ રાહ.

ફતેહ પામે
(જો) રબ જગતમાં
કરે મદદ હામે
મુશકીલ થાય આસાંન—ફતેહ.
રબ નામનો આધાર
ચાહે સઉ હરબાર
ઈરાની સાલાર
જય પામે હામે
મુશકીલ થાય આસાંન—ફતેહ.
જેહાંગીર સરદાર (ના)
માંનીયે ઉપકાર
ફતેહ ફતેહ પુકાર
જગે જગ હાંમે
મુશકીલ થાય આસાંન—ફતેહ.
ચાલો ચાલો ઉસતવાર
નેકબખ્તને દવાર
રહેમ કરો કીરતાર
શુભ જઈયે કાંમે
મુશકીલ થાય આસાંન—ફતેહ.

તુરાંન થયું તબાહ
ઈરાંની ઉડે ધજા
કરો રંગ રાગ મજા
ખુશી દીલ પામે
મુશકીલ થાય આસાંન—ફતેહ.

{સઘલાંઓ જાય છે. પડદો પડેછે.

# પ્રવેશ ચોથો.

## સ્થળ તુરાન—હસરતનો મેહલ.

**રોહુનશાહ નેકબખ્ત જરીર અને ઈરાની સરદારો વગેરે, શાહ હસરતના મેહેલમાં બીરાજેલાંછે. નકીબ દાખલ થાયછે.**

**નકીબ**—રોશન એકબાલ શાહ, તુરાનીઓ ઉપર ફતેહ મેળવી, ઈરાની સરદારો અતરે આવી પોહોંચયાછે; જેઓ તારી જનાબમાં આવવા માંગેછે.

**નેકબખ્ત**—(ખુશીમાં આવી) આહા! આ કેવી ખુશ ખબર! જા તેઓને એકદમ દાખલ કર.

{નકીબ જાયછે, ઈરાની સરદારો અંદર દાખલ થાયછે.

**નેકબખ્ત**—અરે આ કેવો મોજેજો! બંદીખાનેથી ખલાસી પામવાને વીલમ લાગો નથી તેટલાં ઈરાનની ફતેહ! અરે કયા શુરા સરદારે એવી ફતેહ મેળવીછે!!

**જેહાંગીર**—(એકદમ આવી ઘુટણપર પડી) હું તારો સદાનો તાબેદાર બેટો જેહાંગીર. વાહાલા પેદર મારી બાજુના જોરે તારા દરેક દુશમનોને શીકસત આપી નહસાડી મુકયાછે. મેહેલની બહાર ખડી રહેલી ફોજ તારો ખાકસાર બેટો એકઠી કરી લાવયોછે.

**નેકબખ્ત**—(બગલમાં લઇ) શું તું મારો બેટો એ લશકરનો સરદાર! આફરીન તારી દીલાવરી, હીંમત અને તદબીર ઉપર. શુકર હજારો હજાર શુકર તે કરીમે કારસાજની જનાબમાં, કે

મુસીબતથી જુદા પડેલા બાપ બેટાનો ઉમેદ ભરયો મીલાપ કરાવયો. બેટા એ ફોજ શી રીતે જમાવ થઈ વારૂં ?

**જેહાંગીર**—પ્યારા પેદર હું તુંને વાત શું કેહવું ! તું નામવરના કેદ પકડાયા પછી તુરાની સીતમગારોએ ઈરાનમાં કતલ ચલાવી. હું અને આ મારા મીતરો હમારા જાન બચાવા માટે મકતબ છોડી મેદાન પડયા. પણ તું નામવર ઉપર આવી પડેલો હાંદેસો એક બેટા તરીકે હું ખમી શકયો નહી. તું નામવરનાં છુટકારાને માટે તથા મારા વાહલા દેશ અને વાહલા ઈરાનીઓના કીનામાં મારૂં અને મારા સાથીઓનું દીલ તપી આવયું.

**જોરેમંદ**—તે કરીમે કારસાજની અપરમપાર બક્ષેસનો ઉપકાર માનવાને મારી જુબાં લાચારછે. તુંજ નામવરના સાથ છુટકો પામેલી જરરૂખશારની આ બાહદુર સાહેલીઓ આવી લાગી. અને (કામયાબ તરફ હાથ કરી) એવોના સાથ આ જઈફ પણ દલેર જરરૂખશારના બાપ જંગી કામયાએ આવી પોંહોચી કીનો લેવા હમારાં દીલ ઉશકેરયાં.

**જેહાંગીર**—પછી જોવું શું ? ઈરાનીઓ જેઓના દીલ કીનામાં આવયાં, તેઓ હમારા જુહુંડા નીચે સંખયાબંધ જમાવ થયા અને જેમ એક છેડાયલો શેર ગાદરાંઓના ટોળે ટોળાં બરહમ મારે તેમ હમો તુરાની લશકર ઉપર જઈ પડયા, અને હમારી મુકાબેલથી હીચકારા તુરાનીઓ નાહસી ગયા. એ બાદ ઈરાન આપણા સપેહશાલારોને સોંપી થોડાંક ચુનંદાં લશકરને લઈ કુચ દર કુચ કર તો તું નામવરની નજદીક આવી પોંહોચયો. પણ તે કરીમે કારસાજની બક્ષેસથી તારાં રોશન દીદાર જોવાએ કરી મારૂં દીલ એટલુંતો હરખમાં આવયુંછે કે હવે મારી જુબાં આગળ ચાલવા તાકાત ધરાવતી નથી.

**નેકબખ્ત**—અરે આ સઘળો દેખાવ હું મારી નજરે ખરેખરો કે ખાબની ધુનમાં જોઊંછું ! બેટા, જે કામ કરવાને પેહેલવાનો હીંમત નહી કરે, તે કામ જયારે તેં બજાવયું તો પછી ખરેજ તે ગેબી દાદારની કરમ બક્ષેસનો પાર રહયો નથી. તે જગતપતીએ ઈરાની આલમનો બચાવ કરવા સારૂંજ આવું ભારી કૌવત અને અચરતી ઉપજાવનારી હીંમત તુંને બક્ષી હશે.

**જેહાંગીર**—મારી હીંમતમાં વધારો કરનારો આ કવી બા જુનો શુરો સરદાર મારો વાહાલો રફીક જોરેમંદછે. લડાઈ જીતવા ની ઉલટ સરવેમાં એણે વીશેષ બતાવી હતી.

**જોરેમંદ**—એ સરવે રૂડાં વાના તારાંજછે. તું જો હીંમતથી આગળ પડવા ચાહતે નહી તો હમો કદી ઉલટ કરી શકતેજ નહીં.

**નેકબખ્ત**—જોરેમંદ;તારી હીંમતની વખાણ સાંભળી હું ખુશીછું.

**જોરેમંદ**—તું નામવરના દરેક શુકનપર મારો જાન હાજર કરૂં છું.

**જેહાંગીર**—તેમજ આ ખુશચેહેરેની અબળાઓએ થોડી દી લાવરી કીધી નથી. જંગીઓને ખાકનશીન કરનારી નામવર જરરૂ ખશારની એ સાહેલીઓછે, પણ લડાઈનાં મેદાનમાં આવવા સારૂં પોતાનું તન મરદાની લેબાસથી છુપાવ્યું છે.

**જરરૂખશાર**—શાબાસ મારી વીશવાસુઓ, તમારી હીંમત થી હું મગરૂબ બનીછું. આપણ ઓરતો છીયે પણ કૌવતમાં મરદોથી ઉતરતી નથી.

**ઈરાની અબળાઓ**—હમોએ શું કીધું છે? કંઈ પણ નહી; આ જંગનાં મેદાનમાં મેળવેલી ફતેહનો જશ તો નામવર શાહાજાદા જેહાંગીરને ઘટેછે.

**નેકબખ્ત**—બેટા જેમ તારી દીલાવરીથી ઈરાનીઓનો છુટ કારો થયો અને આપણું કદીમ તખ્ત બચ્યું તેમ, આ ખુબીવંતી શાહાજાદી જરીર કે જે બાદશાહ હસરતની બેટી થાયછે,તે નેક કેરદાર ની મદદથી અને મેહેરબાનીથી હમો ઈરાનીઓનો છુટકારો થયોછે. દલેર બેટા, તારી માદર કે જેનાં પાક રૂહપર હજારો હજાર દરૂદ હોજો, તેનાં બેહસતનશીન થવાથી આ પાક મનશાનીની બાનુંને તારી માદર મીશાલ કબુલ રાખજે.

**જેહાંગીર**—મોટી ખુશીથી; જરીરની ખુબી અને નેકી દુની યામા આશકારાછે, એના જેવી ખસલતની શાહાજાદીને હું માદર તરીકે કબુલ રાખશ. એ મારી ગુજરેલી મા સમાનના હેતથી મારી બરદાસત લેશે એવો મને ભરોસોછે.

**જરીર**—ખચીત, મારા વાહાલા બેટા તેમાં તું કદી ઠગાશે નહી.

**નેકબખ્ત**—બેટા જેહાંગીર તારી દીલાવરી અને હીંમતથી હું અચરત થયોછું. આજથી મારી કુલે ફોજનો તુંને સરદાર બનાઉછું અને આશા રાખુછું કે (મદારો તરફ હાથ કરીને) આ મારા શુરા સીપાહો તુંને વફાદારીથી તાબે થશે.

**સરવે**—બાખુશી અને મોટા હરખથી હમો એ શુરવીર સરદારને કબુલરાખશું. એથી વધારે દીલાવર સરદાર હમોને બીજો કયાંમલનારછે.

**નેકબખ્ત**—તુંજ સરખા વફાદાર બેટા પાસે એક વાત હું માંગી લઊં છું, તે તું કબુલ રાખશે એવો મને ભરોસોછે.

**જેહાંગીર**—શરોચશમથી. માબાપો હરેક વાત પોતાના ફરજંદને કહે તે તેઓના ફાયદાનેજ માટેછે. પણ તેજ કમબખ્ત બેટો સમજવો કે જે પોતાના માબાપની માંગણી કબુલ નહી કરે.

**નેકબખ્ત**— (જરરૂખશાર તરફ મોહો કરી) ઈરાની બાનુઓના નામને જેબની આપનાર રોશન ચેહરાની અને દુશમનોના શીર પોતાની તેજદાર શમશેરથી જમીન ઉપર નાખનારી જરરૂખશાર, તેં તારી કવી બાજુના જોરથી મારા મુલક ઉપર ચઢી આવેલા તુરાની પેહલવાનોને એક પછી એક ગીરદાપેચ કરી ખાકમાં લોટતા કરયા હતા. તારી દીલાવરી જોઈ તુરાનીઓનાં દીલ ધ્રુજવા લાગયાં અને તેઓ જો દગલબાજી તારા સાથ નહી રમતેતો તારાં મેદાનમાંથી એક તન પણ સલામત જાતે નહી. આ તારી મરદાનગી માટે તુંને એક સેહેજ બદલો આપવા માગુછું--પણ તે આપયા અગાઉ આ તારા પેદર જંગી કામયાબની મને રજા જોઈશે.

**જંગી કામયાબ**—તું નામવર ઉપર મારો જાનમાલ કુરબાનછે; તારાં નીમકનો હું પરવરશ છું અને તું નામવર જે ફરમાવે તે મને શરોચશમથી કબુલછે.

**નેકબખ્ત**—હવે મને જરરૂખશારની રજામંદી જોઈયેછે.

**જરરૂખશાર**—તું નામવર જે મને નવાજેશ કરેછે તે દીલોજાનથી કબુલ રાખી હું એટલુંજ ચાહુંછું કે તે કરીમે કારસાજ મને તારી નવાજેશને લાયક કરે.

**નેકબખ્ત**—દલેર જરરૂખશાર અને શેરદીલ બેટા જેહાંગીર,

સઘળાંઓની રજામંદી અને ખુશી સાથ તમો બંધે વચેના લગનનો ગાંઠ બાંધવા માગું છું તે તમારે કબુલછે ?

**જેહાંગીર**—પેહલવાનની ઓરત પેહલવાનજ હોય; જયારે મને મારા જનમના અને સુખ દુખના સાથી તરીકે એક પેહલવાનજ આપવામાં આવેછે ત્યારે મારૂં બખ્ત રોશન થયલું સમજી હું કબુલ રાખું છું.

**જરરૂખશાર**—હું પણ મારી મુરાદનાં ઝાડ ઉપર ફળ આવેલાં જોઈ મારા ખાવીંદ તરીકે જેહાંગીરને કબુલ રાખુંછું. કોણનાં એવાં નસીબ કે એના સરખી રોશન આફતાબની મીશાલની ઝળકતી પેશાનીનો, કવી બાજુનો અને શેરની હીંમતનો ખાવીંદ પામે. ખચીત એતો મારૂં નસીબ ખીલયું.

**જંગી કામયાબ**—એવો કોણનો બુલંદ શેતારો કે જેને નામના ઉઠાવનાર જેહાંગીર જેવો દામાદ મલે. મને એ શાહજાદો મારા દામાદ તરીકે કબુલછે.

**વડી સાહેલી**—નેકનામવર શાહ, ઈરાની નસીબો જે સીહા વાદળ નીચે ધંકાયલો હતો તે નેકીની રોશની સાથ દીપી નીકળયોછે. વળી હમારી શાહજાદી જરરૂખશાર પોતાની દીલાવરી અને હીંમતને માટે શાહજાદા જેહાંગીર જેવો ખાવીંદ આખા ઈરાનના આશીરવાદ સાથ પાંમીછે. એથી ખુશીમાં મારૂં અને મારી સાથની બીજી સાહેલીઓનું દીલ એટલુંતો ખુશીમાં આવયુંછે કે તું નામવરનો હોકમ હોય તો આજની ખુશાહાલીમાં એક મધુર ગાયણ કરીએ.

**નેકબખ્ત**—તમારી ખુશાહાલીનો હું અટકાવ કરી શકતો નથી તમો ખુશી સાથ ગાવો.

(સાહેલીઓ ગાયછે.)

## રાગ—સુગરઈ સુઆ—ઝપતાલ

"ગુંદ લારી માલણ ફુલોદા સહેરા"—એ રાહ.

છે શુક્ર ખુદાનો કહો રે મુબારક
કે શાદી રચીછે મુબારક મુબારક,
મુબારક ખુશીથી ખીલીયો ચમન છે
કે બુલબુલ ગાઈ સુનાવે મુબારક,

ગમો રંજ દીલથી ભુલી જાઓ સરવે
એ રાહતનો વખ્ત પાયો મુબારક,
પીદર પીસરનો એ ભેટો રંગીલો
કહોકે મુબારક મુબારક મુબારક,
જર તું જેહાંગીરસે રેહેજે અમનમાં
જરીર નેકબખ્ત તુંને થાવો મુબારક,
થઈ સીતમે હસરત પર નેકીની ફતેહ
તુરાને ઈરાને થઈ ખુશી મુબારક,
બાહાર રાગરંગની ઉડેછે ચમનમાં
થઈ બુલબુલો ગુલની દોઆ એ મુબારક.

(પડદો પડેછે.)

---

## પ્રવેશ પાંચમો.

### એક મેદાન.

કીનાબાઝ જમીનપર પડેલોછે.

**કીનાબાઝ**—નસીબ, નસીબ, નસીબ; અજબ તારૂં ચકરછે. અરે ઘડીપળમાં તું તરેહવાર પ્રકારથી ફરતું રહેછે. અફસોસ ! ઓ આસમાન, તારા ફરેબી ઘેરાવાથી ફરતાં ફીતુરી બજારમાં જે કોઈ ઉમેદ રાખી સોદો કરશે તે તારા જુલમી ચકરમાં પીસાયા વગર રેહેશે નહી. અરે ! અરે ! મારી સઘળી ઉમેદો ભંગ થઈ, તમામ તદબીરો ફોકટ ગઈ; અરે મારો પ્યારો કીનો લેવાની હોંશ ભરશટ થઈ; દીલની ઉમેદો દીલમાંજ રહી નાશ પામી. અફસોસ, અફસોસ ! ઓ બુરાં બખ્તના કીનાબાઝ ! આયનદે જમાનો તારેથી બેવફા થયો. આખર તારી ઉમેદોથી ભરેલું વાહાણ નાઉમેદીના ખડક સાથ અથડી ભાગી ગયું અને તમામ તારા અરમાનોને જોર મારતા દરીઆવમાં ડુબાડી દીધા. બાકી રહેલા ઈરાનીઓને ફના કરવાનો મુબારક દીવસ આવનાર હતો તે હાથથી જતો રહયો.

અરે ! બાદશાહી તખ્તપર બેસવાની ઉમેદ રાખતાં તો આ જંગલે જંગલ નાહાસતો થયો અને વળી હવે કયાં જાઊં ? જો ઈરાન તરફ જાઉછું તો ઈરાનીઓ મારાં તનના ટુકડા કરીયા વનાં રેહેશે નહી; અગર તુરાનીઓ પાસ પનાહ માગતો જવશ તો મને પોતાનું નખોદ વાળનાર જાણી મારી નાખવાના. અરે પણ ત્યારે જાઊં કયાં ? ઓ કીરતાર ! તું બીજો એકજ એવો દાહાડો આપ કે પેલા બચી ગયલા ઈરાનીઓનાં લોહીની નદી વેહેતી કરી તેમાં કીનાનાં આતશથી ગરમ બનેલું મારૂં દીલ ધોઈને થંડુ પાડું. (દાંત પીસીને) અરે ઓ મુજી જેહાંગીર, અગરજો તારી મને ખબર હતે કે તું બચી જઈ હમારૂં સતયાનાસ વાળશે તો તુંને સરવેથી પેહેલો પકડી લાવી પેલી ભયંકાર આગમાં હોમાવી દઈ બાળી નાંખતે. અરે ! તે નાદાન પણ અતી જોરવાલા દુકતાએ હમારા હાથમાંથી તુરાન પાછું જીતી લઈ તમામ તુરાનીઓને રખડ્તા કીધા. વારૂં તેની શું ફીકરછે. એ ચંડાળ જેહાંગીર ઉપર કીનો લેવું, તોજ હું ખરો કીનાબાઝ.

{કેટલાક તુરાનીઓ બાજુપર ભરાઈને ઉપલું બોલવું સાંભળેછે.

**એક તુરાની**—(બાજુપર બીજાઓને) આ સેહેતાનજાદા પર આટલી મુશીબત પડીછે તોબી કીનાનો બોલ પોતાની બદકાર જુબાંથી દુર કરતો નથી. કેહેતીછે કે કડવા લીમમાં ગમે એટલો મીઠાશ નાંખી મીઠો બનાવયે પણ તે કડવો ખવાસ છોડતો નથી, તેમ કીનાબાઝ કપટ અને કીનામાંજ ઉછરેલો તે મરણ સુધી કીનો છોડવાનો નથી. ભાઈઓ એ ઝેરી સાંપે આપણું નખોદ વાળયું છે; તેથી જયારે એ આપણા હાથમાં સપડાયોછે ત્યારે એને જીવતો છોડવો મુનાસેબ નથી.

**બીજો તુરાની**—બીરાદર, એ દેવે આપણા પર હજારો આફતો લાવી મેલયાં, જેથી રાત અને દાહાડો ફીકર અને ધાસતીથી જંગલે જંગલ નાહાસતા ફરીએ છીએ.

**ત્રીજો તુરાની**—બેશક; પણ બીરાદરો, જરા છુપઈને સાંભળો તો ખરા એ મુજીનાં પેટનું સરવે પાપ આપણને જાહેર થશે.

**કીનાબાઝ**—ઓ દીલ તું એટલું ગમગીન ના થા. જરા

ધીરજ ધર; ફરીને તારો જીતનો પાસો પડતાં વીલંબ લાગશે નહી. અરે પણ હું કયાં જાઊં ? કોણનો આશરો લેઊં ? (જરા વીચાર કરી) આહા ! સારી યાદ આવી; ઠીક ઉપાય સુજયો. ચીનનો બાદશાહ ઘણોજ દયાલુ ને મારો ખેરખાહ મીતર છે માટે તેની રૂબરૂમાં જઈ પનાહ લેઊં. પછી આસતે આસતે મારાં ફીતુરનાં વંટોલીઆમાં તેને વીટાળીને તેની મદદથી ઈરાનપર પાછી ચઢાઈ કરી પેલા મુજીઓનું લોહી પીઊં. (આસમાન તરફ હાથ કરી) એ આસમાન હવેતો તું મને જરૂર યારી આપજે. અરે છેલ્લીજ વાર તારી દયાના વરસાદની તલબ રાખું છું, અને એમાં નહી પાર પડયો તો આ કાળગરો જીવ કે જે હજારોનાં ખુન કરવાની ઉમેદ રાખેછે તેને એકદમ કબજ કરશ. પછી તુંને મારાં મોતપર શોક કરવો પડશે.

**પેહલો તુરાની**—અરે એના જેવા બુરા સેહેતાનનું પગલું આ ધરતીપરથી નાબુદ થાયતો હજારો માણસોના જીવની હાણી થતી અટકે. સેહેતાનજાદો અશરાફ પડયો તેથી એનાં મરણપર આસમાન શોક કરશે !!

**કીનાબાઝ**—(ખુશીમાં આવી ગાયછે.)

"દયા કરે ભગવાન"—એ રાહ.

મઝા પડે નીદાન ત્યારે મને મઝા પડે નીદાન—મઝા.
ફરેબ ચલાવી ચીનને લુટાવી—ખોવું લાખોનાં પ્રાણ—ત્યારે.
ઉલટ ઉમંગથી છાતી ઉડેછે—ખુશીની એછે નીશાંણ—ત્યારે.
દગા કપટના બાણ ફેંકાવી—લાખોના વાળીશું રે ઘાણ—ત્યારે.
નામ ઈરાની જગથી મીટાવી—ચીનને કરૂં વેરાન—ત્યારે.
વેહેતી લોહીની નદીમાં કુદાવી—કરૂં પાક બદન લઈ માન—ત્યારે.
ભુખ્યાં પેટને ખુરાક ફરેબનો—ભાવે ભોજન પ્રાણ હાન—ત્યારે.
ભાઈ લુટાવો પછી બાપ લુટાવો—મને શાનું તેમનુ સનાંન—ત્યારે.
પાહાડો ફીતુરનાં રાખયા જીગરમાં—કપટ તણી ભરીખાણ—ત્યારે.
જીંનતમાં પછી રાહાત પામું—રંગ ઉડે નીદાન—ત્યારે.

(જરા વીચાર કરી.)

આહા ! કેવી ખુશાહાલી પેદા થઇછે ! ખચીત હવે હું ચીન

તરફ જાઊં. સલામ, મારાં તુરાન તુંને સલામ, ફરીને મલું ત્યાં સુધી છેલી સલામ ! ચીન ચીન હવે તું મારા પાક પગલાંથી પવીતર થશે. હવે તારીજ પનાહમાં આઊંછું.

{જાવાનો કશદ કરેછે તેટલાં તુરાનીઓ બાહેર આવી તેને પકડેછે.

**એક તુરાની**—સબુર કર ઓ સેહેતાનના ચેલા; કયાં વળી તારાં બદ કરતુક ફેલાવવા ચાલયો ? કહી બાજુ પર નવી આગ લગાડવા જાયછે ? ઓ મુજી તારાં ફીતુરની ચીંગારીથી હમારાં કલેજાંઓ બળી ગયાંછે. ઈરાન અને તુરાન સાથ વેર વસાવી હવે ચીનમાં તારો ઝેરી દમ ફુંકવા ચાલયો, નહી ? પણ નાપાક હવે તારા તનનો આ પવીતર દુનયામાંથી નાબુદ થવાનો વખત નજદીકછે. ચાલ તારી છેલી મુનાજાત કરવાનો વખત હાથથી જવા ના દે.

**બીજો તુરાની**—અરે એને એકદમ કતલ કરો; એવા બુરાઓની મુનાજાતની શું જરૂરછે. એના પાપી મોહોડાંમાંથી પાક શુકન સમજી નાહેકમાં ફરેસતાઓનાં પાક રૂહ કાંપશે. શું જોયા કરોછો? લેવો તલવાર.

**કીનાબાઝ**—અરે બીરાદરો તમો મને ઓલખોછો કે નહી ? હું કોણ છું ? અરે હું તમારો નામનો ઉઠાવનાર, હમેશનો ખેરખાહ મીતર, અને મનેજ તમો મારવા ઈંતેજાર બનયાછો ! શું જમાનો ફરેબબાઝછે; જેનાં ભલાં કીજે જીવ પટકુંછું તેઓજ મારાં લોહીનાં પ્યાશા બનયાછે. અરે બીરાદરો મને બચાવી લેવો, હું તો મુશકેલીની વખતે તમારા બચાવની ઢાલ છું.

**બીજો તુરાની**—અરે દગાખોર તારાં કારસતાનથી તો તમામ તુરાન જીરેજબર થઈ માહેતમમાં પડયુંછે. લયાનતનો પડદો મોહોડાંપર ઢાંકી ખેરખાહીનો સાહયો પેહેડવા માંગેછે નહી ?

**કીનાબાઝ**—મારા ભલા રફીકો હું ધારૂં છું કે તમો મારી મશકરી કરોછો. જુવો, મેં તમારાં ભલાં કીજે કેવાં કેવાં માહાભારત નેકી ભરીયાં કાંમો કીધાં, પણ નસીબે યારી નહી આપી તેથી લાચાર છું.

**એક તુરાની**—તારા જેવા પાપીઓથી જો નેકીના કામો થાય તો નેક માણસોનો ભાવ કોણ પુછે? બેશરમ મોતના ફાંસામાં ફસેલોછે ત્યાંબી તારાં ફીતુરને કામે લગાડવાને ચુકતો નથી.

**કીનાબાઝ**—(મકરથી દુખી થતો હોય તેમ) ઓ ખોદા આ કેવા કલામ મારા કાનમાં પેવશ થાયછે. અરે આ ખંજર રૂપી શબદથી મારૂં જીગર ચીરાઈ જાયછે. અરે ભાઈઓ તમો વીચાર કરો કે જો ઈરાન ફતેહ કરીને આશાનીથી બેઠા હતે તો શું તમોજ મને ખુશબખ્તીના શુકનોથી નહી નવાજતે ? પણ એમાં મારો શું તકશીર; તમારૂંજ નસીબ કંગાળ તેથી હજારો તદબીર અને બેશુમાર મેહેનતે બીછાવેલી જાલમાં સપડાયલી માહી પાછી છટકી ગઈ. મેં તો મારેથી બનતું દરેક રીતે કીધું પણ કીસમતમાં જશ લેવાનો નહી તે એમ બનયું અને સુલટાંનું ઉલટું થઈ ગયું, વાસતે મારીપર દયા કરી રેહેમ નજરથી જુવો.

**એક તુરાની**—રેહેમ! કોણનીપર રેહેમ કરે? તારા જેવા બદખસલતના સેહેતાનપર! તું શું જાણતો નથી કે બુરા સાથે ભલાઈ કરવી તે નેક સાથે બદી કરવા બરોબરછે. ઈરાન અને તુરાનમાં લડાઈ ઉઠાવનાર તુંજ કે કોઈ બીજો ? નીરદોષ બાળકો, બેગુનાહ અબલાઓ અને અશો મરદોને વવાણીને મારનાર તુંજ કે કોઈ બીજો ? પવીત્ર મકાનો અને બાદશાહી મેહેલોમાં આગ લગાડી તેમાં કોમળ બાળકોને ભુજાવનાર તુંજ કે કોઈ બીજો ? તે વખતે તુંને દયા આવી હતી કે ? અરે તે નીરદોષના ગમ ભરીયા કકળાતે તારાં નીરદય દીલપર અસર નહીંજ કીધી ? જોઉં આ ભાલાની અણી તુંને ભોકી જોઉં અને કેહેની કે, એનેથી તુંને ઇજા થતી નથી.

(કીનાબાઝને ભાલો ભોંકેછે.)

**કીનાબાઝ**—અરે નથી ખમાતું. અરરર.

**એક તુરાની**—જયારે તું એક કદાવર માણસ આવો સેહેજ જખમ ખમી શકતો નથી તો તે બીચારાં કોમળ બાળકોને ભાલાની અણીપર ઉછાલયાં તયારે તેઓને કેટલું દુખ થયું હશે ?

**બીજો તુરાની**—(કીનાબાઝના બાલ તાણી) બીચારી નીરદોષ અબળાઓને તેણીઓના બાલ વડે ઝાડ સાથ લટકાવી તે વખતે તારા સગ સમાન જીગરમાં દયાનો ઝરો નહી વેહેયો ?

**કીનાબાઝ**—(રડીને) બસ કરો ભાઈઓ, મારા અજીમ ગુના

હની ઘટતી શીક્ષા હું પાંમી ચુકો• હવે મને વધારે સતાવો ના•

**બીજો તુરાની**—(એક લાત કીનાબાઝને મારીને) મસતાન ગો ધા, તારા ગુનાહની સજા કંઇ એટલામાંજ પુરી નથી થઇ•

**કીનાબાઝ**—ઓ; અરે અરે આ સખ્ત સીતમ નથી ખમાતો•

**એક તુરાની**—સેહેતાનજાદા તારી અદેખી આંખોને ખેંચી કાહાડી હમારા પગતળે દાબવા દે•

{કીનાબાઝની આંખો ફોડવા જાયછે, પણ તે છટકી જાયછે.

**કીનાબાઝ**—(કાલાવાલા કરી) મેહેર કરો, દયા કરો; બસ હવે કોઇ પણ દીવસે ફીતુર નહી કરશ• ઓ ભાઇઓ હું સદા તમારો તાબેદાર ગુલામ થઇ રહેવશ; મને જતો મુકો•

**બીજો તુરાની**—તારા સરખા બદકારના શુકન પર હમો ઇતબાર લાવી શકતા નથી• જાલમાં સપડાયલા વાઘને જો છોડી મુકયે તો તે કીનાખોર જાનવર હમારોજ ભક્ષ કરવા ચુકે નહી• ચાલો બીરાદરો એને

**કીનાબાઝ**—(જમીનપર પછાડા મારતો) થઇ ચુકું, થઇ ચુકું• મારી સામે મારી કરણી દરામણા આકારમાં આવી ઉભીછે• અરે ! દોજખ, દોજખ; મારી આંખો આગલ દોજખ દેખાયછે• મેં જે જે ગુનાહ કીધા તેનો દોજખી દેખાવ મારી સામે આવી ઉભોછે. અફસોસ ! મારી હસદ ભરી આંખોએ મેં સુખી માણસોને જોયા નહી તે સરવેનો પસતાવો આ વેળાએ સામનો કરવો પડેછે; અરે ભાઇઓ ખરેખરી મારી અદેખાઇની સજા થઇ ચુકી• હવે મને જીવતો રાખી રીબાવશો નહી; પણ એકદમ મોતને સવાધીન કરો•

**એક તુરાની**—એ તો ફકત તારી અદેખાઇની સજા તું પાંમીયોછે• હવે તારા ઘાતકી જુલમાતની નસીયત પાંમ•

{કીનાબાઝના પગમા કટાર મારેછે જેથી તે લંગડો થાયછે.

**કીનાબાઝ**—(ચીસ પાડી તરફડીને) અરે હજુર શું શું બાકી રહયુંછે• ઓ ભલા મરદો, તમો જો મારાં પાપોની બારીકીથી તપા

સ કરીને તે પ્રમાણે સજા કરવા ચાહાતા હશો તો મારો પાપી જીવ પેલી જેહાનમાં જવા છતાં પણ તે પુરી થશે નહી. અરે ! હું મુવો; આ દુનયામાં બેશુમાર પાપો કીધાં તેનો નતીજો મને અંતે મળયો. ઓ ભાઈઓ, તમો મારો પાપી જીવ ઉરાડી દેવો તે આગમચ મારૂં ટુક કહેવું સમજો. અગરજો ખરાંજ માનવી રૂપ ધરાવનારા હોવો તો મારી બાતપરથી દુનયાને ધડો આપજો. આ મારો નવળાટ અને માહેતમપોશીથી લોકોને માહીતગાર કરજો અને કેહેજો કે દુનયાઈ લોભમાં ફસી ગુનાહ ભરીયાં કામો કરશે તે પાપી કરમનાને આખર ને અવલ આવીજ બુરી કંગાળ હાલતે પોંહોંચવું પડશે. અરે એ તો આ ખાકી જેહાનમાં મને સજા થઈ પણ પેલી મીનોઈ જેહાનમાં મારે માટે દુખ બાકી રહયુંછે. ત્યાં હજુર મારાં દોજખી કામોનો હીસાબ આપવોછે. તે કીરતારની રૂબરૂમાં મારી બદફેલીનો પસતાવો કરવો બાકી રહયોછે. અફસોસ કે મેં કોઈનું ભલું નહી ચાહયું ! અફસોસ કે બેશુમાર દોલત છતાં અદેખો બનયો ! અફસોસ કે પહરેજગાર લોકોને દુખી કીધા ! અફસોસ કે બે ગુનાહ નાજનીનોની લાજ લુટી ! અફસોસ કે નીરદોષ બાલકોને નીચ ખવાસથી કતલ કીધાં ! અફસોસ કે પવીતર એબાદતખાનાંઓને સલગાવીને ભશમ કીધાં ! અફસોસ કે કોઈની નસીયત નહી માની ! અરે હવે એ સરવે પાપોથી હું શી રીતે મોકળો થવશ ? અફસોસ ! અરે અફસોસ કે થોડી પળની જીંદગી સારૂં બુરાઈને તાબે થયો. આવી ઘાતકી સજા થવા છતાં પણ મને મરવું પસંદ પડતું નથી, કારણ કે તે જેહાન મારા ગુનાહનો જવાબ આપવો પડશે.

(જમીન પર તરફડીયાં ખાયછે.)

**એક તુરાની**—બસ બસ ભાઈઓ, એ મુજીને વધારે રીબાવી ગુનેહગાર ના થાવો. એનો પલીદ જીવ એકદમ દોજખમાં મોકલી દેવો.

**ત્રીજો તુરાની**—ભાઈઓ એના પાપની સજા એને પુરેપુરી મલીછે. એના પાપનો પસતાવો એણે જાહેર કીધોછે અને હવે આપણે જો એના ખુનમાં હાથ ખરડશું તો આપણો કયાં ઠાર થશે તે નથી કહેવાતું, માટે બેહતર તો એજ છે કે એને હયાંજ નાખી આપણે આપણો રસતો પકડયે.

**એક તુરાની**—નહી બીરાદર, પાપીઓને સજા કરવી એ આપણો ધરમછે. એ જો જીવતો રહયો તો, બીજી કેટલી નુકશાની કરશે તે આપણે સમજીયે છીયે માટે એને પુરો કરવોજ મુનાસેબ છે.

**કીનાબાઝ**—દયા કરો, રેહેમ કરો, મારાથી દુખ ખમાતું નથી, મારાપર મેહર કરી એકદમ મારો જાન લેવો.

**ત્રીજો તુરાની**—તું ખુનીની સજા મોત શીવા બીજી છેજ નહી, લેકીન તુંને કતલ કરી હમારા હાથ તારાં લોહીથી ખરડવા ચાહતા નથી. તારાં પાપ અને કરતુકોની સજા તુંને મલશે અને તેજ તુંને મારશે—ચાલો ભાઈઓ હવે આપણે હયાંથી જઈયે.

**બીજો તુરાની**—બીરાદર, તારી વાત મારા ધયાનમાં દરસત લાગેછે. ખુનીએ ખુન તો કરયું પણ આપણે શું કામ તેના જલાદ થવું જોઈયે? આ કહેવું રાસતછે. ચાલો ત્યારે.

**એક તુરાની**—(જતાં જતાં કીનાબાઝને) અય કીનાબાઝ સલામ, પણ જો તું હવે જીવતો રહેતો તારી જીંદગી તારાં કરેલાં પાપોના પસતાવામાં ગુજારજે અને તે સાહેબની સેતાયશ કરી તારા ગુનાહની માફી ચાહજે.

{કીનાબાઝ પડી રહેછે અને તુરા
{નીઓ જતા રહેછે. પડદો પડેછે.

---

# અંક ચોથો.

## પ્રવેશ પેહેલો.

---

### એક મેદાન.

દુરથી ખેતરો દેખાયછે—હસરત ફાટેલે કપડે કંગાળ હાલતમાં સુતેલોછે—પવન જોરમાં ફુંકેછે—વીજળી પોતાનું તેજ હરપળ બતાવેછે—ગગડાતના ધબકારાથી હસરત જાગી ઊઠેછે.

**હસરત**—ઓહો! આ તે કેઇ રીતનું તોફાન! શું મને કરાર નહીજ મલવાનો! અરે કુદરતે મારી સાથ દુશમનીની બાથ

ભીડીછે. જંગલો અને પાહાડો કુદાવતાં આ થાકેલા પગ ચાલવાને અશક્ત થયાથી આ વેરાન જગામાં કોઈ માનવીનો પ્રવેશ નાહી જાણી આશાએસ લેવા ચાહી, પણ કઢંગી ચાલનો આસમાન મારી એટલી પણ રાહાત જોઈ શકયો નહી, અને મારી ઊંઘ છોડાવવા પવન અને વીજળીને મોકલી દીધાં. (એવામાં જોરથી વીજ ળીનો એક કડાકો થાયછે) બસ કર ઓ સીતમગીર ફલક બસ કર. ઓ કીનાખોર, અગર મારી આશાએસથી તું નારાજી બનેછે તો હું મારો રસતો લેઊંછું. (ઉઠવા જાયછે પણ ઉઠાતું નથી) અરે ! આ પગ એક ડગલું પણ ભરવાને કૌવત ધરાવતા નથી. નથી પગમાં જુતી કે શીરપર લપેટવાનો રોમાલ. તાપથી મસતક ફાટી જાયછે અને ઊઘાડે પગે રખડતાં તલીયામાં છાગરા ઉઠીયાછે. અરે હું કોણ હતો અને કોણછું ! હજારો માણસોનું પાળણ કરનાર આજે ટુકડા રોટીનોબી મોહોતાજ. પણ એ સરવે મારાં કીધાં કરતુકોની સજાછે. અરે ! અરે ! હું મુજી, હું કંગાળ કોઈનું ભલું નાહી વીચારી શકયો તેનું આ પરીણામ જોઊંછું. નાજુક નારો, કોમળ બાળકો અને બેગુનાહ મરદોપર હેવાની સીતમ ગુજારયો તો શું તેની સજા નાહી ચાખું ! અરે શું કામ તે વખતે મારી આંખો ફુટી નાહી ગેઈ. અફસોસ કીનાબાઝ, બુરા સલાહકાર કીનાબાઝ ! તારીજ શીખવણીથી આ પાપોના પરવત નીચે દબાઇને કચડાઊંછું. ઓ ઘાતકી હરૂરત તે વખતે તારી વીચાર શકતી કયાં ગુમ થઈ હતી કે ખુદાના કોપનો વીચાર નાહી કીધો ! ઓ મારી નીરદોષ ફરેસતા ખસલત બેટી, હવે તારી તમામ નસીયતો મને યાદ આવે છે. અરે તેં કેવી ઓજરખવાહી કરી મને બદીને મારગે જતો અટ કાવયો; પણ હું ફરેબમાં ફસેલો, ખુશામતથી ફુલી ગયલો ગુમરાહ, કંઈ પણ સમજયો નહી. તારી નેક સલાહ માટે મેં તુંને બંદીખા નામાં કેદ કીધી. અફસોસ એ ડાઘ આ છાતીથી કેમ ધોવાશે. ઓ યજદાં નીરંજન નીરાકાર અદભુત સાહેબ, મારા ગુનાહની સજા હવે હું પુરેપુરી પાંમી ચુકો; હવે તો તારી દરગાહમાં મને બોલાવી લે, કે આ દુનયાથી છુટો થાઊં. ઓ કરીમે કીરદેગાર હોરમજદ, તું

મને તારી પનાહમાં લે. હું પાપી મારા ગુનાહની તોજેશ તારી દરગાહામાં આવી કરવા ઈંતેજારછું. (ઉઠીને જરા ચાલેછે) તોફાનતો નરમ પડયું. હવે જરા ચાલવાની શકતી પણ આવીછે, મગર ખોરાક વગર નાતવાન બનયોછું, અને ખુલે પગે રખડી શકતો નથી. પણ જરા આગળ જઈ પેલાં ખેતરમાંથી કંઈ મેવો ભીખ માંગીને મેલવું.

(એક ગાયણ ગાતો ગાતો ચાલી જાયછે.)

## પદ.

દોલતવાળા દરજજા સમજો દલદરના દરવાજા રે—એ રાહાપર.

છતે ધને હું દલીદ્ર થઈને—રખડુંછું આ વનમાં રે—ટેક
રાય છતે હું રંક અરેરે—મુજ કરણીથી બનીયો રે
લોભ પાપથી દુર થવાને—દાઝ ધરી નહી મનમાં રે—છતે૦
જે જન અતીષ્ય લોભ કરે તે—લાભ પોતાનો ખોહે રે—
પાપી નચેન ને નયાથી ઈશવર—ફોડી નાંખે પળમાં રે—છતે૦
રાજપાટથી ભરષ્ટ થયો છું—પાપની એ નીશાણી રે—
ભુખ તરશને તાપ ખમુંછું—રઝળી આ કાનનમાં રે—છતે૦
નાશ કરયો મેં બાળ તણો—વળી સુંદર કોમળ નાર ઘણી
મરતાં શોર બકોર તેનો—જોયો ક્રુર થઈ મનમાં રે—છતે૦
કીનાબાઝની શીખવણીથી—સર્વ કામ મેં કીધું રે
તેથી વીનાં ખોરાકે રખડું—પાપી પુરો ગમમાં રે—છતે૦
પુત્રી મારી જરીર પ્યારી—ખરૂં સમજાવવા આવી રે
સારી સલાહ ન સાંભળતાં મેં—નાંખી તુંને વીઘનમાં રે—છતે૦
મુજ સરખાનો હાલ જોઈને—સાર ખરો સઉ લેજો રે
પાપ તણું ફળ તાપ મલેછે—જેથી દરજો મનમાં રે—છતે.

(લંગડાતો ચાલી જાયછે.)

---

# પ્રવેશ બીજો.

## એક ખેતર.

હુસરત લંગડાતો દાખલ થાયછે.

**હુસરત**—(ચો તરફ નજર કરીને) મારાં નાતવાન તનને આશા એસ મલે એવી ઉમેદથી હું અતરે આવ્યો પણ દગાબાજ કીસમત મને યારી આપશે એવી નીશાણી માલમ પડતી નથી. આ તાજે તર ખેતરમાં તરેહતરેહનો મેવો મારી ઈંતેજાર આંખોએ પડેછે; પણ તેનો ધણી આ જગાએ હાજર નહી હોવાથી બેસબર આં ખો નામુરાદીનાં આસું ટપકાવેછે; અગરજો એના ધણીની રજા મે ળવયા વના કોઈ ફ્ળ તોડવાને હાથ લંબાવશતો તે ગરીબ ખેડુતની ચોરી કીધેલી ગણાશે, પણ હવે શું ઈલાજ કરૂં ? નજર સાંમે આવેલો ખોરાક જોઈ મારૂં ભુખું દીલ વધારે સબર પકડી શકતું નથી. હવે તો જે બને તે ખરી. ખુદાપર ભરોસો લાવી આ દ રાખનો જુમખો તોડીને ખાઉં કે ભુખ મટે અને પાણીની સોસ ભા ગે. જીવપર આવેલો કોહોલો વાઘની સામે થવાને ચુકતો નથી. જાન બચાવવા સારૂં જેબી ગુનાહ થાય તે પરવરદેગાર દયા કરી માફ કરે. (દરાખ તોડીને ખાયછે) આહા ! હવે જરા આરામ થયો. (ખેતરમાં પડેલા જોડા જોઈને) પણ સબર, આ જોડા કોણના હશે વારૂં ? એ પણ હુયાંના ખેડુતનાં હશે. (પેહેરેછે) અરે એ કેટલા ભા રી અને મોટાછે ! ઉચકવા મુશકેલ પડેછે, પણ શું એબી વગર રજાએ પેહેરૂં ? અરે જરીન જોડા પેહેડનારો આ ફાટેલા ખડતલ જોડા પેહેરવા તઈયાર થયો ! તેબી વળી ચોરીથી ! પણ ઉઘાડે પગે કાંટાની ગીચ ઝાડીઓમાં રખડવા કરતાં એ ભારી જોડા ભલાછે.

{જવાની તજવીજ કરેછે તે
{ટલાંમાં ખેડુત આવી પુગેછે.

**ખેડુત**—(હસરતને જોઇ અચરતીથી) અરે આ મારા તાજેતર ખેતરમાં તું કોણ ચોર કોહોલો લાગુ પડેલો !!

**હસરત**—ભલા મરદ તું એટલો તાજુબ બની ગુસે ના થા. હું કંઇ ચોર યા લુટારો નથી; પણ જુલમી જમાનાથી બેજાર થયલો એક નાચાર મરદછું.

**ખેડુત**—તું ચોર નહીં (દરાખનો જુમખો તોડેલો જોઇ) તેવારે મારી દરાખ કોણે તોડીને ખાયેલી? (જોડાપર નજર પડતાં) અરે વાહારે! આ જોડાલી તરફડાયવા કે! હેતાનનો ચોરી કરીને ઉપરથી હરજોરી કરે!

(ગુસામાં એક સોટા હસરતને લગાવી કાહાડેછે.)

**હસરત**—(સોટાના ફટકાથી પછડાઇ પડીને) અરે બાપરે; કમર બેવડી કરી નાંખી. અરે આ ગામડીઆ ગમારને સમજાવવો મુશકેલ પડશે. આ હવે એ બળામાંથી શી રીતે નેજાત પામશ ? (ગામડીઆને) ઓ ભાઈ તું મને ના માર અને ધીરજથી મારો હેવાલ સાંભળી લે.

**ગામડીઓ**—હુ? ભાઈ! તું ચોર લુટારો ફાંહીગર ને તારો ઊં ભાઈ! નાપાક જબાં હીધી રાખ નહી તો કટદેતી કે કાપી લાખહ.

(બીજો સોટો હસરતને મારેછે.)

**હસરત**—(અતીષય દુખથી) બસકર ઓ મરદ, બસકર.

**ખેડુત**—ડાકણના જણેલા, આજે કેટલા કેટલા દાહાડા થયા મારૂં ખેતર ફેલી ખાઈ ચાયલો ને હવે બહકર બહકર. બહ તે કેમ કરે! અરે તારો ટોટો પીહી લાખું; તારો જીવ લું; હમજેલો કની હં !!

(સોટા લગાવેછે.)

**હસરત**—અરે ભાઈ તું મને માફ કર, નહીતો એકેદમ તારાં તેજ દાંતરડાંથી મારૂં શીર જુદું કર પણ એમ રીબાવી રીબાવી ને ના જાન લે; તારો સખ્ત માર મારેથી ખમાતો નથી.

**ખેડુત**—તેવારે ગરીબ માણહોનું અરામનું ખાઈ જવાતું ઓ હે? તેં ચોરી કરીને મારો માલ ખાધો તે હું તારી ગલચીમાં નહી ખુઈતો. તું ચોર જેવારે હપડાયો તેવારે જો તુંને નહી નછીઅત કરૂંતો કાલે ઉઠી તું મારૂં આ આખું ખેતર લુટી જાય, તો ઊં મારી બઈરી છોકરાં હાતે ભુખે મરી જાઉં કની?

**હસરત**—તું મારૂં માન, ભોળા શખસ કે હું લુટારો યા ફાંસીગર નથી; પણ દગાબાજીથી લુટાયલો એક આબાદ મુલકનો બાદશાહ છું

**ખેડુત**—(હસી પડીને) હેં હેં હેં તું પાહા કે; કોણનો પાહા; ચોરોનો કે પીંડારાનો? ચોરનોજ ઓહે ચોરનો. હં હં; હવે હમજ પડી ખરી. આ પાહાનાં ડોલતો જુઓ. તું પાહા હતો તો ચોરી હું કામ કીધેલી? જારે તું પાહાનોજ પોતરો તો આ પરાયા ખેતરમાં ધાડ પાડવા હું કામ આયવો; હું તુંને ભીખ લાગેલી કે પારકો માલ ખાવા આવેલો.

**હસરત**—અફસોસ! એ તો મારૂં કંઈજ કહેવું માનતો નથી ને માર મારીને અધમુવો કરી નાંખેછે. અરે એ પણ મારા અઘોર ગુનાહની સજા હશે; આગમાંથી બચી વનમાં આવયો તો તયાં પણ આગની આગ: પાપોની જાલમાં ફસનારા કમબખ્ત આદમો! આ પાપી અવતાર જોઈ નસીયત લેજો; ના સમજતા કે પેલીજ દુનયામાં પાપોની સજા થશે પણ આ ધરતીપરબી આકેબત હેરાનગતી ભોગવવી પડશે. અફસોસ મારાં પાપોનો પાર નથી.

(માથું કુટી જમીનપર પડેછે.)

**ખેડુત**—(હસીને) હેં હેં અવે કેવું હાચું બોયલો; તુંએ મારી દરાખ ખાધેલી તે ગુનાહ થઈલો તેની તુંને હજા મલી કની. જો તું હાચું કેહેતો ઊં તુંને હલામત જાવા દેહ, પણ જો લગારીકબી જુઠું કેહે તો તારી ચામડીજ ઉખેડી કાડહ.

**હસરત**—(મનમાં)હું મારાં કીધેલાં પાપોની તોજેશ કરૂંછું ત્યારે આ ગામડીઓ પોતાની દરાખની વાત સમજેછે; એના ખડતલ હાથના મારથી બચવા સારૂ એ જે કેહેશે તે બધું હાજ કેહેવું પડશે.

**ખેડુત**—કેમ રે એઈ મુગો હાને થીયો; હાચે હાચું કહી દેવું કે નહી?

**હસરત**—હા તારી દરાખ મેં વગર રજાએ ખાધી તે ચોર ઠડયો ખરો. હું આશા રાખુછું કે તું મને માફ કરશે.

**ખેડુત**—એમ તે કંઈ માફ કરાતું ઓહે. તારી વલેતો ઊં હજાર કરવાનો કે ફરીને કોઈ બીજો ચોર આ ઠેકાણે આવવાને હીંમત કરહેજ નહી.

**હસરત**—(મનમાં) અરે ક્રુર હઈડાંનો જંગલી માણસ, કશી

પણ રીતથી સમજતો નથી. એના હાથથી છુટવું માહાલછે. સામેથી કોઈ આવતું જણાયછે; ખોદા તે રાહાદારીઓનાં દીલમાં દયાનો ઝરો વેહેતો કરી આ રાક્ષસી દેહેકાનીનાં પંજામાંથી છોડવે.

(કેટલાક તુરાનીઓ દાખલ થાયછે.)

**ખેડુત**—ઓહો! આતો એકના પાંચ ચોર થઈ લાગા; અરે તમો પોહોરી ચોહોરી બાજુના હપતા ખપતા થઈ આ હરામ પેહેલું કામ કરવા નીકલેલા? હું તમુને કોઈ ચાકરી ધંધો નહી મલતો? હું તમારા બાપદાદા એજ ધંધો કરી દોજખ વાહી થઈલા?

**એક તુરાની**—ભલા મરદ તું હમોપર એવો કલંક ના લગાડ, હમો કંઈ ચોર નથી પણ રાહાદારી સીપાહીઓ છીયે.

**ખેડુત**—પણ જુઓ આ દરાખ બરાખપર નજર બગાડહેકની તો પછી આ હોટો જોયલો કે? એક પરહેકનીતો બીજાની હાજત રેહેજેજ નહી; જો એનો હવાદ જાણવો હોયતો આ હપડાયલા ચોરને પુછો.

**ત્રીજો તુરાની**—(હસરતને ઓલખી) અરે! આતો આપણો કંગાળ શાહ હસરત. શુકર તે બારેહકતાલાનાં કે આપણી મુશીબતનો જલદીથી અંત આવયો અને હવે હુંઈથી એને આપણી સાથે લેઈ જઈ દાદખાં શાહ નેકબખ્તને હવાલે કરશું. તે સખી દીલશાહ આપણી ખતા ભુલી આપણને સરફરાજ કરશે. ભાઈ દેહેકાની; હમોને તારી દરાખ કે કશું જોઈતું નથી; ફકત આ તારા ચોરનેજ હમારે હવાલે કર.

**ખેડુત**—એને તમો હું કરવાના હતા! એતો કેહેછે કે હું પાહાછું; તે કોઈ મુલખનો પાહા તો દેખાતો નથી પણ ચોરોનો પાહા હોછે. તેને વળી તમો હાતે લેઈ જાછો કે પછી બાર ગામ ઉજડ વારહે. નારે બા ઊં તો નહી આપું; જાઓ જાઓ નથી આપવાનો.

**બીજો તુરાની**—નેકમરદ એ કંઈ હમારો બાદશાહ નથી પણ તારો ચોરછે તેને તું હમારે સવાધીન કર કે બાદશાહ પાસ પકડી લઈ જઈ સજાએ પોહોચાડયે.

**ખેડુત**—ભાઈઓ તમો તો વાતચીતપરથી કોઈ હારા માણહ દેખાઓ, તારે જાઓ હું એને તમુ લોકોને આપું પણ અમોતો બા

કંઈ પાહા બાહા જાણીએ નહી જો. હમો જબી ચોરને ઝાલી કાઢીયેકની તો તેને પેલાં ઝાડ હાતે બાંધીને પછી આ નરમ હોટાનાં હવાદ દેખાડયે કે હંધી ધુલ ઝટકાઈ જાય. જાઓ, એને લેઈ જાઓ, પણ તમો એને અવે મારતા રખે; એનીકેહરીતો મેં ખુબ કીધેલી.

**ત્રીજો તુરાની**—તું બેફીકર રેહે ભલા મરદ; હમો એને ઈજા નહી કરશું. સલામ.

**ખેડુત**—હાએબ મેહરબાન હાએબજી.

{તુરાની સીપાહીઓ હસરતને પકડી લઇ જાયછે. પડદો પડેછે.

# પ્રવેશ ત્રીજો.

## તુરકસ્થાન અને ઈરાન વચેની સરહદ.

**તુરાની સીપાહીઓ હસરતને લઈ આવેછે.**

**હસરત**—ભલા તુરાનીઓ, હું તમારો આભારીછું. આજ રોજે તમો નેકમરદોથી મને જીવતદાન મલયુંછે અને પેલા દઈત સરખા ખેડુતના હાથથી છુટયોછું. જો તમો રેહેમદીલ મરદો ત્યાં નહી આવી લાગતે તો તે જંગલી મરદ મને જીવતો રાખતે નહી. તમારી મેહરબાનીની માટે તમારો ઉપકારીછું.

**પેહેલો તુરાની**—તું જોઈયે તો હમારો ઉપકાર માન યા ના માન, પણ હમોએ તો તુંને તે ખેડુત પાસથી એટલાજ કીજે માંગી લીધોછે કે હમો તુંને જનજીરથી જીકડી ઈરાનનો બુલંદ બપ્તશાહ જે તુરાની તખ્તપર રોનકબક્ષ થયોછે તેની રૂબરૂ લઈ જઈયે.

**હસરત**—(ચોંકીને ગાભરો પડી) અરે શું! તમો શું બોલયા? આ તમારા પથર જેવા શુકનથી મારી છાતી દબાઈ જાયછે અને આંખોમાંથી આંજુની નેહેર વેહેછે. ઓ બેરેહેમ તુરાનીઓ; શું તમો મને ઓલખતા નથી? અરે હું એક વખત તમારો શાહ હતો એટલો તો અંદેશો કરો.

**બીજો તુરાની**—તારો જીવ જાય યા રહે તેની હમોને પરવા નથી; હમોથી દયા ચાહાતાં તુંને શરમાવું જોઈયે; તુરાનના તખ્તપર બેસી તેં શું હમોપર સીતમ ગુજારવામાં કાંઈ બાકી રાખયુંછે?

**ત્રીજો તુરાની**—અએ મરદ, તુંને શાહ કહેવો સજાવાર છેજ નહી; નાપાક કીનાબાઝનાં ફીતુરથી ભોળવાઈ, એકશો ને એક તુરાનીઓને જીવતા ડટાવી તયાં "કલમીનાર" બનાવયો હતો તે શું તું ભુલી ગયો ?

**પેહેલો તુરાની**—તુંજ તે જુલમી શાહ કે જેણે પચીસ વરશમાં ચાર ચાર મરતબે ઈરાનપર ચઢાઈ લઈજઈ નાહેકમાં બીચારા તુરાનીઓના જીવ ખોહયા હતા.

**ચોથો તુરાની**—અરે ઓ સંગદીલ, તે તુંજ કે જેણે મારાં જીગર કરતાં વાહાલા બીરાદરને અને તેનાં કુટંબને ગરદન મરાવયાં હતાં; સબબ કે તેઓ તારી જુલમી લડાઈપર જવા નારાજી હતા. હવે તુંજ સરખા સીતમગીરપર કીનો નહી લેઊં તો શું કરૂં ?

**બીજો તુરાની**—અરે તુંજ તે ખુની કે જેણે નાફરમાની કરવાનું બાહાનું કાહાડી મારા અજીજ કુટંબને પાયામાલ કીધું હતું. હા, જો એવા ધણીના બદનનું ચામડું ઉતારી કાહડયે તો તે પાપ કહેવાય નહી.

**હસરત**—ખરી વાતછે, તુરાનીઓ, ખરી વાતછે. માઠી સલાહથી મેં તમારી દયા હાંસલ કરવાજોગ એક પણ કામ કીધું નથી. રાસત કહોછો કે તમોપર મેં સખ્ત સીતમ ગુજારયો અને તમારાં વાહાલાંઓને મેંજ મારી નખાવયાં, લુટીયાં અને ખરાબ હાલતે પુગાડયાં. આજે તેનો કીનો તમો લેવો તેમાં કંઈબી નવાઈ જેવું નથી. ગરૂરીના શરાબથી મહસત થયલી મારી આંખોપર ગુમરાહીનો પડદો ફરી વળયો હતો, જેથી નેકીને હું જોઈ પીછાણી નહી શકયો; અને બુરાઈની બદીપર ઈતબાર રાખયો તેનો નતીજો આખરે મલયોછે. ઓ ખોદા તું કુલ જેહાનપર દયા કરી સરવેને બુરી રાહથી દુર રેહવાની શંકતી આપજે, કે તેઓ નેકી કરી સુખી રહે. ખરેજ નેકીનો અનજામ નેક અને બદીનો હાલ બદ.

**પેહેલો તુરાની**—હવે તું પસતાવો કર, માથું કુટ યા રૂદન કર પણ તે સઘળું શું કામનું? એ સરવેનો અંદેશો તુંને બુરાઈ કરવા આગમચ કરવો હતો• જુલમગારો જુલમ કરતી વેળા, આતશી આંખોના બની, ગરીબ માનવીઓને બેગુનાહ ઝેરી આતશથી સલગાવી દેછે ત્યારે તેઓની અકલ અને દુરઅંદેશી કયાં ગુમ થાય છે? તું તારા ગુનાહથી મોતને લાયક થઈ ચુકોછે; અગર તેં તારા સારા વખતમાં નેકી કીધી હતે તો આવા બરગસતે દીવસમાં બેશક તુંને ફરીમેકારસાજ યારી આપતે•

**હસરત**—ખરેખર હું મોતની.સજાને લાયક થયોછું• એ મોતનાં ફરેસતા, આ પાપી જીવ પર દયા કરી તેને તારી ગોદમાં લઈ લે કે આ દુનયાથી છુટકો પામું• તુરાનીઓ, મારા વાહલા તુરાનીઓ, મારી જરાતો અરજ સાંભળો; માનજો કે હું મરવાને બીહીતો નથી• પણ એ બીરાદરો, જો તમોમાં જરા પણ દયા હોય અને દયા આપવી યા લેવી તે શુંછે તે જો સમજતા હોય, તો મારી પસેમાનીથી ટપકતી આંખો અને દરદ ભરીઆં દીલપર મેહેર કરી તમારી ખાલેસ દયાનો મને લાભ આપો• અરે મને આજ જગાએ કતલ કરી તમારો કીનો લેવો; પણ બાદશાહ નેકબખ્ત હજુર મને બંધવા તરીકે ના લેઈ જાઓ• ખોદા તમોપરબી એવીજ સખ્તીને વખતે માયા કરશે•

**ત્રીજો તુરાની**—નહી, નહી; હરગેજ એમ નહી બનશે; તુંને મારી નાખીને શું હમો ગુનેહગાર ખુની ઠડીયે?

**હસરત**—ત્યારે મને છોડી દેવો•

**ચોથો તુરાની**—એમ છોડી શકાય નથી; કીબલે આલમ શાહાનશાહ નેકબખ્તની હજુરમાં તુંને ઉભો કરવોજ જોઈયે; અગર તે નામદારની નજરમાં નેક આવે કે તુંને છોડી દેવો તો તારૂં કીસમત• હમો તારી તરફથી તું પર દયા કરવા અરજ કરીશું, પણ હાલતો તુંને ચાલવુંજ મુનાસેબ છે•

**ત્રીજો તુરાની**—તુંને શોધી કાહાડવા સારૂં તો તે સખી શાહે મોટું ઈનામ આપવાને જાહેર કીધુંછે•

**હસરત**—ઈનામની લાલચ ના કરો ને મને જતો મુકો, ખોદા એનો બદલો તમોને વાળી આપશે.

**પેહેલો તુરાની**—લાલચ નહી કરીએ? વાહ વાહરે! તું જ બીચાર કરની કે જયારે તું તુરાન જમીનનો શાહ બોહોળાં રાજપાટ અને અખુટ ખજાનાનો માલેક થઈ લોભી બનયો; તો હમો મીસકીનો શું આવી ખરી મેહેનતથી ઈનામ મેળવવાની આશા નહી કરીએ? માટે મુગો મુગો હવે તો ચાલયો આવ નહીતો જબરજસતીથી લઈ જશું. તુંને જતો મેલયે તો જેમ પાંજરાંમાં સપડાયલો સીંહ છુટો થવા પછી ખુનરેજી ચલાવે તેમ તું પણ ફાંસામાંથી છુટો થઈ કરે એમાં શું નવાઈ! તારી ચાલ પ્રમાણે તુંજપર ભરોસો હમો લાવી શકતા નથી. તેં જો તારી બાદશાહીના વખતમાં ઈતબારીપણું બતાવયું હતેતો હમો તુંને છોડી શકતે, પણ તેવું તો તારેથી કશું બનયું નથી માટે તુંને છોડવો એ સલામતી ભરીયું નથી.

{તુરાનીઓ હસરતને લઇ જાયછે. પડદો પડેછે.}

---

# પ્રવેશ ચોથો.

**સ્થળ તુરાન.**

**શાહજાદી જરીરનું દીવાનખાનું.**

જરીર ગમગીન થઈ બેઠીછે અને પોતાના બાપની જુદાઈમાં વીલાપ કરેછે.

**ગજલ.**

"વાળયું શું નખોદ નસીબે"—એ રાહ.

લાગોછે ગમ જીગરમાં પ્યારા બાપ થકી હાય
શું જાણીએ કયાં હશે દુરી મુજથી ના સહેવાય—લાગો૦
ઝુરૂં છું બાપ થકી બાળી દેહે વળી કાયા
ભરૂં છું સાંસ ફીકરની કરૂં હાય! હાય! હાય!—લાગો૦

બેતાબી મારાં દીલની કરૂં જાહેર કોણ આગળ
ગમખાર મદદગાર શીવા કોઈ નહી ખુદાએ—લાગો૦
કમર કશી કીનાની થયો લોભથી હએરાંન
બદ વખ્તે ઘેરીઓ હવે દુખ દરદમાં પીલાય—લાગો૦
તુંજ ફજલે જોવશ બાપનો મુખડો ઓ દાવર
આંખો ઠરશ ઠંડી દેખી દીદાર તેના આએ—લાગો૦
રંગ રાગ મચે મુજને મલે પ્યારો જો વાલીદ
શાદીનું કરૂં જશન જો વાહાલો તે મારો પાય—લાગો૦

{જરીર ગાઈ રહેછે એટલામાં
{નેકબખ્ત દાખલ થાયછે.

**નેકબખ્ત**—ઓ દીલનવાજ, તું એટલી ગમગીન કેમ ? શું તુંને મારી મોહોબતનો ઈનકારછે ? યા મને તારેથી દુર કરવાને ખુશીછે ? અગર એમજ હોય તો જાહેર કર કે તારી માયાના કોટપર ભરોસો રાખવાથી હાથ ઉઠાઊં.

**જરીર**—માહાતાબી ચેહેરેના મારા ખાવીંદ, તુંને રાતો દીન જોવા છતાં મારી આંખો ધરાતી નથી. તારી પાકીજેહ ઝળકથી મારાં ગમગીન દીલમાં તેં નવી રોશની પેદા કીધીછે જેથી મારી ગમી હું વખત બ વખત ભુલી જાઊં છું; અને તારાં મુબારક કદમનો પાકીજેહ ઈશારો પામતાંજ મારાં મુરદાલ દીલમાં નવો જીવ આવેછે.

**નેકબખ્ત**—જેમ તું મારી આમદોરફતથી રાહાતદીલ બનેછે તેમ હું પણ તારી રોશનીપર પરવાના મીશાલ ફીદાછું. તું જાણેછે કે, આ તુરાનની રાજગાદીને જાળવવા અને તેને હમેશ સુધી ટકાવી રાખવા મને એટલી તો જેહેમત ઉઠાવવી પડેછે કે તેમાંથી ફરસુદ મલવી કઠણ છે; તોયપણ તારી મોહોબતની અસરથી હું તે કામ તમામ કરતાં વેતજ તારી સામે હરખ ભરીઆં દીલથી આઊંછું.

**જરીર**—મારા ઝળકતા તારા, તારો હસતો મુખડો મારાં દીલની તખ્તીમાં કોતરાઈ રહયોછે.

**નેકબખ્ત**—ગુલરૂખ જરીર, તું કયાં ખુબસુરતીમાં કમછે? તે દયાલુ દાદારે ખુબસુરતીનો ભંડાર ગોયા તુંજપર ખાલી કીધો હોય એમ લાગેછે.

**જરીર**—તારી દીલાવરી, ખુબસુરતી અને રાસતીની તારીફ સાંભળી મારૂં દીલ તુંને જોવા સારૂં ઈંતેજાર રેહેતું હતું; પણ શુકર તે બારેહકતાલાના કે તે કીરતારે આખર તુંનેજ મારો માલેક બનાવયો.

**નેકબખ્ત**—તારી દાનાઈ, અક્કલ, બોલવાની છતા અને તારા સદગુણોની તારીફ કરવાને મારી જુબામાં તાકાત નથી.

**જરીર**—અજીજ, તારી નેકી કંઈ ઓછી નથી, તારૂં ભોળું દયાલુ દીલ જગતમાં પ્રસીધ છે; અરે (ગમગીન બનીને) પણ મારા બાપ હસરતને એવી બુધી કયારે આવશે? કયારે હું તેને નેકીના તખ્તપર એશઆરામ કરતો જોવશ?

**નેકબખ્ત**—તે કીરતારપર ભરોસો રાખ, તેની મરજી શીવા કશી ચીજ પાર પડતી નથી.

**જરીર**—મારો સરવે આધાર તે કૃપાલુ ઈશવરપરજ સદા રેહેછે.

**નેકબખ્ત**—ત્યારે અધીરાઈ કરવાની કશી જરૂર નથી; પણ હવે શાદીના પવીતર ગાંઠથી જોડાવામાં કયારે મન કરશે?

**જરીર**—(ગમગીન થઇને) તું કેહેછે તે ખરૂં; પણ વીચાર કર કે મારો બાપ ખોદા જાણે કયાં જંગલ અને પાહાડોમાં ગોતાં ખાતો હશે? જયારે બાપ ગમમાં ગીરફતાર હોય ત્યારે બેટી શાદી કરે એ કેવી બેવફાઈ!! (રડેછે.)

**નેકબખ્ત**—જરીર; આફરીન તારીપર; ખોદાની મરજી હશે તો આપણા જાસુસ સહેજવારમાં તારા પીતાનો પતો મેળવશે.

**જરીર**—જો તેમ નહી થયું તો હું પોતે તેની તલાસમાં જવશ.

**નેકબખ્ત**—વાહ બાપની તલાસ કરવા બેટી નીકલે! એથી બેહેતર મારગ બીજો કીયોછે? અગર તારા બાપને આ ઘડીમાં હાજર કરૂં તો પછી?

**જરીર**—પછી! પછી તો તેની રજા લઈ આવતી કાલેજ આપણે શાદીના ગાંઠથી જોડાઈએ, કારણ કે માબાપની રાજીખુશીથી કીધેલાં લગન સદા મુબારકબાદી ભરયાં હોયછે. જેબી બેટો યા બેટી માબાપની રજા વીના પરણશે તે ચંદરોજમાં પોતાની ખતાનો પસતાવો કરીયા વગર રેહેશેજ નહી.

**નેકબખ્ત**—ખોદા, તારા જેવી નેકી અને દાનાઈ કુલ જેહાનનાં બેટી બેટાઓને બખશે અને સુખી બનાવે. નકીબ

(નકીબ આવેછે.)

**નકીબ**—ફીદાએ જાન તું શાહનશાહનાં ફરમાનપર.

**નેકબખ્ત**—જા, પાસેનાં દીવાનખાનામાં શાહ હસરતછે તેને બોલાવી લાવ. (નકીબ નમીને જાયછે.)

**જરીર**—શું! મારો પ્યારો પેદર પાસેનાં દીવાનખાનામાં મોજુદ છે!!

**નેકબખ્ત**—હા તેમજ છે.

**જરીર**—ત્યારે તો હું પોતે તેની હજુરમાં જઈ તેને તેડી લાઉં.

{જરીર જવા ચાહેછે તેટલાં
{માં હસરત આવતો જણાયછે.

**નેકબખ્ત**—સામેથી તેજ આવેછે.

{હસરત દાખલ થાયછે તેને જરીર
{દોડતી જઇને ગળે વળગી પડેછે.

**જરીર**—બાપ, મારા વાહલા સરફરાજ, બુલંદ તાલેના પેદર, અરે તારા આ શું હાલ! કેવો જાલેમ સીતમ તારીપર વીતયો; પણ શુકર તે બારેહકતાલાના કે આયનદે આપણે તેની રેહેમથી પાછાં મલયાં.

**હસરત**—ફરેસતાઈ ખસલતની બેટી, તારા બાપને જીવતો જોવા કરતાં તેનાં મરણના સમાચાર જાણવા બેહેતર હતા. હું પાપી શું શું બદી કરી કયામતથી નહી ડરીઓ તેનો ખયાલ જયારે મને આવેછે ત્યારે આ છાતી ફાટી જાયછે. આ નેકબખ્ત બાદશાહની હજુરમાં હું શરમીંદો છું; મારા જેવા ગુનેહગારનું મોહોડું એ નેક શાહાનશાહને દેખાડવા હું લાયક નથી.

**જરીર**—પેદર, જે બની તે બની; ગઈગુજરીને હવે યાદ કરવી લાજમ નથી; દુનયાનો એતો રવઈયોજછે. વાહાલા બાપ, શાહાનશાહ નેકબખ્ત તારાં સઘળાં કરેલાં કામો ભુલી ગયોછે અને તારે પણ તે વીસરવું જોઈએ.

**હસરત**—નેકબખ્ત નેકીનાં કામો કરનારો તેથી તે મારી કરેલી બદી વીસરી શકયો, પણ હું બદકામોમાં મશગુલ રેહેનાર મારાં

કામ કેમ વીસરૂં ? અરે હું પાપી કંઈજ સમજયો નહી. બાવલનાં ઝાડપર આંબાની ઉમેદ રાખી, એ મારાં કરતુકો મને સદાકાળ દુખના મોજામાં તણાતોજ રાખશે. આ નેકબખ્તનાં ઉદાર દીલની શી તારીફ કરૂં ! મારાં બદકરતુકોને ભુલી જઈ મને તુરાનનું તખ્ત પાછું આપવા ચાહયું.

**નેકબખ્ત**—બાદશાહ હસરત, હું સારી રવેશે જાણું છું કે ઈરાનપર ચઢાઈ લાવવામાં તારો વાંક નથી. તુંને ખોટી સલાહથી ભોળવયો હતો તેથી નેકમારગ તુંને સુજયો નહી. ઈનશાન જાત દુનયામાં ભુલચુક કરતું આવેલું છે, માણસ તે માણસ. તે ફરેસતો હોય તોજ તેનાથી ભુલ થાય નહી.

**હસરત**—તારા આવા શુકનો સમજી હું વધારે શરમીંદો બનું છું. હવે સદા હું તારો તાબેદાર દાસ થઈ રેહેવશ. આ રાજપાટ અને દોલત મને જોઈતી નથી.

**નેકબખ્ત**—તેમ નહી બનશે; તારો વાજબી હક છીનવી લઈ તે કીરતારનો હું ગુનેહગાર થવા ચાહાતો નથી; તારી વાહાલી બેટીને હવે તું ખુશી બનાવ અને સરવે ગમ દુર કર.

**હસરત**—અફસોસ ! ઊંધે દાહડે મને ઊંધું સુજયું. એ બેટી એ એક વજીરની મુઆફક દાનાઈ ખરચી મને રાસત મારગ બતાવયો; પણ મારીજ કમબખ્તી કે દુનયામા રૂશવઈ જોવાની હશે તેથી એનું ન માનયું એટલુંજ નહી; પણ એક મુદઈ થઈ તેણીને કેદ કરી. આહા ! એ સીતમ કરતાં હું જરા પણ અચકયો નહી. બેટી એ ગુનાહને માટે તું માફ કર. ઓ ! મારા ફરેસતા, તું માફ કરશે તોજ આ જગતમાં મારૂં સુખછે નહી તો રૂશવઈછે.

**જરીર**—વાહાલા બાપ એમ ના બોલ; માફીનો બખશનાર સાહેબ તારા પશચાતાપથી તુંને માફી આપી ચુકો એમ સમજ. હવે ગમી દુર કર અને એમ જાણ કે સુખના દહાડા આવયા. તું મેહેરબાની કરીને રજા આપ કે આ જમાને આશકાર શાહાનશાહા સાથે હું હમેશ સુધીના શાદીનાં ગાંઠથી જોડાઊં.

**હસરત**—શુકર, શુકર તે યજદાના, નેકબખ્ત જેવો નેકીવાલો શાહાનશાહ મારો દામાદ થાય તો હું દુનયામા સરવેથી સુખી મરદ

કહેવાઊં. મોટી ખુશીથી હું રજા આપુંછું. બેટી, એમાં હું ખુશી અને મારો ખોદા ખુશી છે.

**નેકબખ્ત**—તારી આ નવાજેશ માટે હું તારો મોટો આભારી છું. ચાલો હવે આપણે જઈયે.

(જાયછે.)

---

## પ્રવેશ પાંચમો.

---

### સ્થળ તુરાન—એક રસ્તો.

શેહેરમાં ગભરાત—લોક ઈરાનીઓની બીહીકથી નાહાસતા ફરેછે. કોઈ ગાંસડા લઈ નાહાસેછે, કોઈ બચાંને તો કોઈ પોતાના બુઢા બાપને તો કોઈ પોતાની બાયડીને લઈ ભાગેછે.

**તુરાનીઓ**—નાહાસો, નાહાસો; જેઓને પોતાનો જાન પ્યારો હોય તેઓ નાહાસો. નહીંતો ખુનપર આવેલા ઈરાનીઓ એક તન પણ સલામત રાખશે નહી. કમબખ્ત હસરતે નાપેકાર કીનાબાઝના ફરેબથી ઈરાનીઓને તેઓનાં બચાં છોકરાં સાથ મારીઆં અને આખાં ઈરાનમાં લુટફાટ અને આગ ચલાવી તેનો કીનો લેવા શું ઈરાની બચા હવે ભુલશે ? નહી, કદી નહી.

(એક લંગડો પોતાના જઈફ બાપને પીઠ ઉપર ઉંચકીને લાવેછે પણ તેનાથી આગળ ચલાતું નથી તેથી તે ફસડાઇ પડેછે.)

**લંગડો**—યારો; જરા મદદ કરો, ખોદા તમારૂં ભલું કરશે, મારા બાપને જરાએ એલજામ નહી પોહોંચે તેમ ઉપરનો ઉપર ફુલની મુઆફક ઉતારજો.

(તુરાનીઓ બુઢાને ઉતારેછે. બુઢો એટલોતો જઈફછે કે, તેની આંખના તોપચાં બેસી ગયાંછે અને તેનાંમાં ઉભું રેહેવાની તાકાત નથી. તે ઉભો રેહેતાં ધ્રુજેછે અને તેની હયાતીની નીશાણ માતર તેનાં મોહડાંમાં તે વગોળ કરેછે તે ઉપરથી માલમ પડેછે. સઘળા તુરાની અજબ થઇને બુઢાને જોયછે.)

**એક તુરાની**—(બુઢાને જોઇને) અરે એ મરી ગયોછે કે જીવતોછે ?

**લંગડો**—અરે એમ ના બોલો રે; એનો મારી આંખની કીકીના મુઆફકનો મારો પ્યારો બાપ.

**એક તુરાની**—ભલા માણસ હમો કયાં ના પાડયે છીએ કે એ તારો બાપ નહીં; પણ એતો નથી આ જેહાનમાં કે નથી પેલી જેહાનમાં. વખત જાયછે તેમાં એનો ટાકો ઘડી કરશે, અને એને ઊંચકીને તું કાંય ઘસડાઇ મરેછે; એને પડતો મુકી તારો પોતાનો જાન બચાવ.

**લંગડો**—શું હું એને મુકીને નાહાસું ? ખોદાને વાસતે મને તમો એવી માઠી સલાહ ના આપતા. અરે એણે પોતાની હાથની હથેલીનું લોહી પાઇને મને પાલયોછે. અરે એણે મારા ઉપર પોતાનો જાન આપવાનુંજ બાકી રાખયું, તેના બદલામાં જો એને દુશમનના હાથપર મરતો મુકી નાહાસી જાઉંતો ભત પડજો મારી જીંદગીપર. તોબાહ ! તોબાહ ! એવું નીમકહરામીનું કામ હું કદી નથી કરનાર.

**બીજો તુરાની**—આ લંગડો બાપ ઉપર મરી ફીટેછે, ત્યારે એમાં કાંઈ દમ હોવો જોઈએ હો. (બુઢા તરફ મોંહ કરીને) કેમ બુઢા સાહેબ આટલી જીકર ચાલેછે તેમાં કાંઈ તમો બોલશો ?

{બુઢામાં તો કાંઇજ ભાણ નથી, તે ફકત હમો રે
{હેલો ધ્રુજયા કરેછે અને મોહોડું વગોળયા કરેછે.

**બીજો તુરાની**—(લંગડા તરફ મોહડું કરી) મર અકરમી, તું કાંય આ મરી રહેલા માટે તારો જાન આપેછે. એવી હાલતમાં એને જીવાડીને કરશે શું ? નાંખ એને પડતો.

**લંગડો**—(રડીને) સજનો એમ ના બોલો; એ મારો બાપ જેબી હાલતમાં જીવશે તે હાલતમાં હું એની નોકરી કરૂં તોજ હું એનો બેટો.

**ત્રીજો તુરાની**—શાબાસ લંગડા; પીતા તરફની તારી જાન ફેશાની માટે. મા બાપ ફરજંદ શા માટે પેદા કરેછે ? તેઓનો બુઢાપો જાળવવા કીજેજ કની ? માબાપ નાચારી હાલતમાં આવે અને બુઢાપામાં ગમે એટલાં ખવાઈ જાય પણ તેઓની નોકરી કરવા માટે દરેક વફાદાર ફરજંદ બંધાયલુંછે. તું લંગડોછે, તું પોતે ચાલી શકતો નથી, તોય તારા જીવ ઉપર જેહેમત ખેંચી તારા

બાપનો જાન બચાવા નીકળયોછે, એ તારી નીમકહલાલી દુનયાએ નકલ કરવા જોગછે. જયારે આપણે આગળ જઈશું ત્યારે હમો દરેક તુરાની એને વારાકરતી ઉચકશું. કેમ ભાઈઓ તમુને કબુલછે ?

**સઘળા તુરાનીઓ**—સત એકીનથી.

**લંગડો**—(હાફતો ખુશીમાં આવી) હું તમો સઘળાઓનો આભારી થયોછું.

{બુઢો જે ધુજતો ઉભોછે તેને આસતે રહીને જમીન ઉપર બેસાડેછે અને તેની ખીદમત કરેછે. એક મરદ એક ખુબસુરત જુવાન અબળાને ઉઠાવી લાવેછે.

**ઓરત**—અરે ઉચકતો હોય તો બરોબર ઉચક. તારી ગાંઠ તો ખીસી નથી જવાની. અરે હું સરી પડુંછું.

**મરદ**—(તેને પીઠ ઉપર સમી કરીને) પ્યારી હવે તો નથી ઉચકાતી, જરા પીઠ ઉપરથી ઉતર અને ચાલ.

**ઓરત**—લે; પરણીઓ ત્યારે તો મીઠી મીઠી વાતો કરતો હતો. (ઢોંગથી) પ્યારી, વાહાલી, જીગર અને જાન. અરે એ બોલો ઉપરજ હું લોભાઈ; મુઈ હું લોભાતી. મરેરે પરણાવતાં; એવા સાથ પરણાવી કે જરા ઉચકવી પડેછે તો એને ધાડ ખાયછે. હું મોટા સોદાગરની બેટી અને કોઈ દાહાડે રસતે ફળીએ નહી ચાલેલી તે શું હું જંગલમાં ચાલું !

**મરદ**—હાય; અફસોસ. મારામાં કૌવત નહી મલે. મારાં જીગર, મારા જાન; તું ના ગુસો કર. હું સારીકાની જાણુછું કે તુ. કોઈ દાહાડે ચાલેલી નહી તે આજે કેમ ચાલે. જરા દમ તો ખાવા દે. હું તુંને ઉચકુંછું.

**ઓરત**—પણ જયાં દમ ખાવાનો હોય ત્યાં ખાજે; મુવા ઈરાની પાછલ લાગયાછે તેઓની વાત સાંભળીને મને તો ધ્રુજરી છુટેછે. અરે હું પડી જવશ. (પડવાનો ઢોગ કરેછે.)

**મરદ**—(ગાભરો પડીને) મારી પ્યારી, મારી વાહાલી, તુંને ગાભરી પડેલી જોઈને મારો જાન જાયછે. હું તુને લઈને દોડુંછું. (તે દોડવા જાયછે પણ પડી જાયછે) અરે ! ભલા હું શું કરૂં ! ખોદાને ખાતર ઓ તુરાનીઓ જરા મદદ કરો.

**એક તુરાની**—ભાઈ તુંને મદદ શાની કરીયે ? આ ઓરત ખાસી ચોરી ચપતીછે, એને ચાલતાં શું ધાડ ખાયછે ? એને લાડ લડાવીને પીઠ ઉપર શાની લઈ જાયછે ? એને કેહે ચાલે.

**મરદ**—ભાઈઓ, તમો શું નથી જાણતા કે મોટાં ઘરની અને પરી સરખી નાજુક નાર કદી પણ ચાલે. અરે જરા ચાલે તો જીવ કુમલાઈ જાય. તે જોઈ મારૂં તો કાલજું બળી જાય. (બાયડી તરફ મોહો કરી) જાન ફીકર ના કર—હું તુંને ઉચકુંછું.

**ઓરત**—હા, ઉચકુંછું, ઉચકુંછું અને જયાંનો ત્યાં; પણ મારાથી કાંઈ ચલાવાનું નથી. હું તો હયાંજ પડીને મરી જવશ; પછી તું મારા ગમમાં શોક કરતો મરજે.

**મરદ**—હાય; મારાથી હવે કેમ ખમાશે; ભાઈઓ કાંઈ મદદ કરો; મારે ખાતર નહી તો આ નાજુક અબળાને ખાતર મદદ કરો.

**બીજો તુરાની**—આ મરદ તો મોટે ઘેરની ઓલ હોઢી લાવયોછે; એની ખુબસુરતી અને પઈસા ઉપર મુવોછે અને ખોટો લાડ લડાવેછે. એવો લાડ લડાવવામાં, દુનયાને રોશનછે કે કેટલા ખારેસત અને ખુવાર થયાછે. આ નાજુકાઈનો ઢોંગ કરનાર ઓરતને ફકત લાડ લડાવા આ બેવકુફ ઉચકેછે, પણ એ કાંઈ ઉચકાય. એનો લાડ કેહાડવા કાંઈ હીકમત કરવી જોઈએ.

**એક તુરાની**—અરે એને ઠેકાણે લાવતાં કેટલો વાર—મરૂં, ધરૂં જાન અને પ્યારી કરતાં તો છેક છકીને એ માંથે ચઢીછે, અને ખાવંદનો જાન જાય તેની પણ દરકાર નથી કરતી. (અચબુચ પોકાર કરેછે) અરે ! નાહાસોરે નાહાસો; પેલા ઈરાની આવી પોહોચયા, નખોદ વળયું.

(સઘળા નાહાસવાનું ડોળ કરેછે.)

**ઓરત**—(મરદની પીઠ ઉપરથી કુદીને) ઓ બાપરે ! મુઈરે નાહાસો; નાહાસો.

(તે ઘણી જોરમાં નાહાસેછે અને હયાંવેર કે તેનાં મરદથી પણ આગળ દોડેછે. સઘળા તુરાનીઓ ઉભા રહીને હસેછે.)

**એક તુરાની**—જોયું, એનાથી નહી ચલાતું હતું તે દોડી કેમ ગઈ ? બાયલા થયલા ભરથારો બાયડીઓને છેક છકાવી મેલેછે

ત્યારે તેઓ માથે ચહડીને પીડા થાય એમાં નવાઈ શું ? જોયું જયાંસુધી એનો ભરથાર કાંગલો બનતો હતો ત્યાંવેર એ છેકજ નાજુક થઈ ચોખી માથે પડી, પણ જરા ચોંકાવી કે કેવી વાઘ જેવી નાહાઠી ! એવોને એમજ તલવારની ધાર ઉપર રાખવી જોઈએ, કે પછી કાંગલું કુગલું થવાનું આપોઆપ છોડી દે. ભાઈઓ ભલુંછે કે એવો મોટે ઘેરનો ઈતરાટ આપણાં ગરીબ ઘેરમાં નથી, જેથી વગર પઈસે પણ આપણે સુખી છીયે.

(એક બાયડી કેડ પર એક અને પીઠ પર એક મલી બે છોકરાં અને માથાપર ગાંસડા લઇ પોતાના મરદ સાથ આવેછે.)

**મરદ**—(પોતાની બાયડીને) ચાલ; હવે તો આપણા તુરાની મલયા; જરા દમ ખા.

**બાયડી**—જયાં જાન બચાવવો ત્યાં દમ કેવો ખાવો; ચાલો જલદીથી.

**મરદ**—પણ તું થાકી ગઈ હશે ?

**બાયડી**—તેનું કરીએ કેમ? થાકતાં પણ નાહાસી શકાય તો સારૂં. મારાં કુમળાં બાળકો બીહીકથી ધ્રુજેછે ત્યાં આરાએસ શાની ? ચાલો જલદી દુરવેર નીકલી જઈયે.

**મરદ**—પણ વારૂં પ્યારી તું બોજો કેટલો ઉચકશે ? એક બુચાને મને આપ.

**બાયડી**—મરૂંરે બુચાપરથી એતો માતાનો જીવ; એને કેમ વેગળો મુકાય? એતો મારો પાસેરીઓ—ભારબાર કાંઈ બોલતા રખે.

**મરદ**—પણ હવે તો તું છેકજ થાકી ગઈછે, નહી ? બુચો નહી તો એકાદ ગાંસડો તો આપ.

**બાયડી**—તમારી પાસ હું ગાંસડા ઉચકાઊં ! ગાંસડા ઉચકેની તમારી બળા, તમો મારા વેપારી સોદાગર અને હું તમારી લોનડી. હું થાકી તો શું થયું કાંઇ ધાડ ખાયછે કે ?

(તે તેને ગાંસડા આપતી નથી.)

**એક તુરાની**—ખરી અબળા તો એજ કે પોતાના ભરથાર

ઉપર જાનફેશાની કરી, તેને જરા તસદી નહી આપે.

{બીજાં તુરાની મરદો અને ઓરતો "નાહાસો નાહસો ઇરાનીઓ આવી પહોંચ્યા" એમ બુમ પાડતાં દાખલ થયછે. તુરાની ઓરતો અને મરદો સઘળાં ગાભરાં પડી જાયછે.

**એક તુરાની ઓરત**—વાઘ જેવા ઇરાનીઓને જોઇને મારી છાતી બેસી જાયછે. મારાથી તો નાહાસી શકાતું નથી.

**બીજી તુરાની ઓરત**—મરી રેહેની ઘેલી, નાહાસવાની ક્યાં હતી ?

**એક તુરાની મરદ**—હવે તો કાંઇ આજેજી કરો; ખોદા ઇરાનીઓનાં દીલમાં રેહેમ મુકે, નહી તો મુવાજ છુટા.

**સરવે**—(બીહીને બુમ મારતાં) અરે હવે શું કરીએ; ઓ ખોદા તું બચાવ કર. યજદાં તું હમારો મદદગાર થા. કીરતાર તું હમો બીન વારેસોનો વાલી થા. હાય ! હાય ! ગજબ ગજબ, મોત આવી લાગું. ઓ હવે શું કરશું ! અફસોસ, રે અફસોસ !

{અહીંથી તહીં નાહાસ ભાગ કરેછે; ઇરાની સરદારો આવી પોહોચી આ બધો ગભરાત જોઇ તાજુબ બનેછે.

**એક ઇરાની સરદાર**—અરે આ બીચારી અબળાઓ આટલો શોર બકોર શા માટે કરતી હશે ?

**બીજો ઇરાની**—સરવે જણીઓ આપણને જોઇને દુર નાહાસેછે એનો સબબ શું હશે તેની સહમજ પડતી નથી.

**એક તુરાની**—(પોતાની ઓરતનો અને બાળકનો હાથ પકડી ધ્રુજતો ધ્રુજતો આવીને) નેક ઇરાનીઓ હમોને મારવામાં તમોને શું ફાયદો થશે ? અગર હમારાં કાળાં કરમની સજા આપવા માંગતા હોવો તો હમો મરદોને મારી નાંખો પણ આ નીરદોષ બાળક અને બેગુનાહ નારીઓને જતી મુકો. એણીઓ ખરેખર નીરઅપરાધી છે, તમારૂં ભલું થશે.

**લંગડો તુરાની**—ભાઇઓ મારીપર દયા કરો. ખોદા ખાતર મારીપર દયા નહી કરો તો આ મારા જઇફ બેગુનાહ બાપપર રેહેમ કરો અને મને જીવતો રાખો, કારણ કે હું જો મરશ તો એ લાચાર

બુજરોગ પોતાનો પરાણ બરબાદ કરશે. એટલી કરમબક્ષેસ હમો નાચારોપર કરશો તો જનમ સુધી તમારા હકમાં દુવા ચાહીશું.
{બધી ઓરતો ઘુટણ મડીને આ
જોજી કરતી હોય તેમ બેસેછે.

**એક ઓરત**—હમારાં ખરાંજ અભાગ કે હમારા ધણીઓએ તમોને ઘણા હેરાન કીધાં, વાસને એ સકરમી માવતરોના સપુત બેટાઓ, તમો જો તુમારી માતાને ચાહાતા હોવો, તમારી બેનોનો પ્યાર તમારા હઈડાંમાં ઉછળનો હોય, તમારી પ્યારી અબળાઓની પ્રીત તમોને વાહાલી હોય, તો તે સરવે નારીઓની તરફ નજર કરી હમો લાચાર થયલી અબળાઓને તથા આ તુરાની મરદોને જતાં મુકો. તમોને ઈજા દેવામાં હમારો તકશીર નથી. ખોદા તમારી રેહેમદીલીનું ફળ તમોને સારૂંજ બખશે. હમારી હરપળની દોવાથી તમો સુખી થશો.

**એક ઈરાની**—(અજાયબીથી) અરે આ કેવો ભુલાવો! ગરીબ માણસો, તમો કદી એવો વીચાર ના લાવતાં કે હમો તમારા તુરાનીઓ જેવા ક્રુર અને સખ્ત હઈડાંનાં છીયે. તેઓએ ગમે એવી જફા હમોપર ગુજારી, પણ હમો હમારે શરણે પડેલાંઓને કદી ઈજા દેતા નથી. ઈરાની બચાઓનો એ ધરમ નથી, માટે બેફીકર રહો. સુખચેનથી તમારે મુકામે પાછાં સીધારો; હમો તમોને ઈજા કરવા ચાહાતાજ નથી, બલકે એવો ખયાલ પણ હમારાં મનમાં લાવયા નથી.

**બીજો ઈરાની**—ઈરાની માવતરોનું દુધ સદા ખાલેસ હોયછે; હમો નીરદોષ અને બીન તકશીરવારને કદી પણ ઈજા દેતા નથી. જેમ તમારા ખુની તુરાનીઓએ ઈરાની બાળકોને ઘાતકીપણે કતલ કીધાં તેમ હમો કોઈ કાલેબી કરશું નહી.

**ત્રીજો ઈરાની**—હમારા સરીયતપનાહ શેહેનશાહ નેકબખ્તે એવો ઢંઢેરો કહાડયોછે કે કોઈ પણ તુરાનીને આસેબ પોંહોંચાડવો નહી, બલકે ઓરતે તેઓ સાથે એખલાશ અને ભાઈબંધીથી વરતવું.

**ઓરતો**—(એક અવાજે) એવા શેહેનશાહાની સદા ફતેહ થ

જો; ખોદા એવા શેહેનશાહને હમારાં શીરપર કાયમ રાખે કે જેથી સરવે રઈયતની સરવે રીતે સલામતીછે.

**સરવે**—(એકે અવાજે) આંમીન આંમીન; જીવો શેહેનશાહ નેકબખ્ત તુરાની અને ઈરાની તખ્તે.

(સરવે જતાં જતાં ગાયછે.)

**ગરબી—રાગ કાફી.**

શુકર ગુજારો ખુદાનો
અરે સહુ સાથ હરખે—ટેક.
પાડ જેનો થયો બેશુમાર
તેનીજ ચાહયે દાદ—અરે સહુ૦
માંગી મુરાદ ફળીછે આપણને
ઈરાન રેહેજો આબાદ—અરે સહુ૦
શુભ આશીશ હમો ચાહીયે દીલથી
થજો મુબારક બાદ—અરે સહુ૦
ઈરાની નામને કેઆની નીશાન
કાયમ રહે વળી લાજ—અરે સહુ૦
આંશુ હરખનાં ટપકેછે ધારે
ધોય બદીનો કાળાશ—અરે સહુ૦
ઉમંગ હરખથી ચાહીયેછે
ગુણી જણ પામો મુરાદ—અરે સહુ૦

---

# પ્રવેશ છઠો.



## સ્થળ તુરાન—એક દરબાર.

**વજીરો, દસતુરો, ઊમરાવો, સરદારો ઈતયાદી બીરાજયાછે અને તખ્તો ગોઠવી રાખયાંછે. રામરાગરોના રારોદો જારીછે.**

### ગાયણ—પદ.

રબ નામ અમર સદા—સમજ સઉ રાખો
દીગર ખાકમાંજ સંધા—મલી ગુણીજણ જાશો—રબ૦
નામ લઈ યજદાં તણું—દીલમાં આશ બાંધો
પામો તેમાં જય ખરે—ઉતમ ગુણ ચાખો—રબ૦
ડોલતો પ્રાંણ મેલી જગે—દીલે દુખી કાં થાવો
જીવતા જેહાન ફંદ કરો—ખચીતથી પસતાશો—રબ૦
રમત ગમત જગતની—કદી ન માનો સાચી
યુધમાં જીત લેવી હોય—રબને કરો રાજી—રબ૦
બુરી એતો મનહર ભુમી—જુઠો જગ તમાશો
લેહે લગાડી ભુરવી લીયે—નાંખે ફંદ ફાંસો—રબ૦
જનમ થતાં ખુશ થાઈ—મરણથી અકલાઓ
નાવ દેહેની કાગળ રૂપી—અમર શું ? બતલાવો—રબ૦
માલ ધન દોલત ખેશ—રાજતાજ શાનું
મોહોબત માયા જુઠી એતો—આખરે નાશ પામું—રબ૦
બાજી જુલમી જીવની—અંતમાં તો હરાવે
સમુદ્ર નીર પેરે નસીબ—નીચે ઊંચે ચઢાવે—રબ૦
બુરેબુરૂં પામો સદા—નેકીથી નેક લખાવો
સત રતનમાં નામ તમો—સત્યથી જડાવો—રબ૦

**વજીર**—તુરાન સરજમીનનો દીવશ જે આજ લાંબી મુદત થઈ સીહા થયો હતો તે કરીમે કારસાજની ઈનાયતથી પાછો રોશન થયોછે. આપણા અસલ જુલમી બાદશાહ હસરતને શોધી મંગાવયોછે અને

તુરાનનું રાજ પાછું તેને સવાધીન કરવાનો ઈરાદો સખી દીલશાહ નેકબખ્તનો છે જેને માટે આજના નોરોજનો મુબારક દીવશ મુકરરકીધોછે.

**એક સરદાર**—બાદશાહ હસરતનાં તખ્તનશીન થવાથી તુરાનીઓ ગમગીન થશે. એ કાચે કાનના બાદશાહાથી લોક એટલું તો બેજાર થયું છે કે તેને તખ્તનશીન કરવાની ભારે કીરીયામાં સામેલ થવાને પણ તેઓએ નાપાડી અને સંધા એકે અવાજે પુકારેછે કે એ જાલેમ જુલ્મગાર શાહ પદભરશટ થાય અને તેની જગાપર લાયકીવાલો શાહજાદો જેહાંગીર હકુમત ભોગવે તો હમો રાજી છીયે.

**એક દસતુર**—બાદશાહ નેકબખ્ત જે કંઈ કરશે તે તુરાની રઈયતનું ભલું ઈછીનેજ કરશે માટે તેના કરવા ધારેલાં કામપર આપણે સંતોષ રાખવો જોઈએ.

**ત્રીજો ઊમરાવ**—હા, અગર સરીયતપનાહ બાદશાહ નેકબખ્ત તુરાનની રાજનીતી સારા પાયાપર ચાલવાની જામીનગીરી આપે તો હસરતને પાછો તખ્તનશીન કરવામાં કશી હરકત નથી.

**એક ઊમરાવ**—તે નામવરે સરવે રીતની દેખરેખ રાખવા પોતાના વીશવાસુઓને નેમયાછે અને તુરાન ઈરાન વચે દોસતીનો હક કાયમ રહે માટે એકમેકના શેહેરમાં આવવા જવાની છુટ મુકીછે.

**બીજો ઊમરાવ**—જુઓ; સામેથી શેહેનશાહી રીસાલો આવતો જણાયછે.

(સરવે દરબાર ઉભી થાયછે. બાદશાહી રીસાલો કુચ કરી આવેછે આગળ શાહા નેકબખ્ત અને હસરત ચાલેછે, તેઓની પાછળ જવીર અને તેની માએ ગુલરૂબા તથા શાહાજાદો જેહાંગીર અને જરરૂખશાર ચાલેછે. બાદશાહ હસરત તખ્તની રૂબરૂ જઈ ઉભો રહેછે તેને શાહ નેકબખ્ત હાથ પકડી બેસાડેછે અને પોતે તેના ડાબા હાથ ઉપર બેસેછે. હસરતના જમના હાથ ઉપર જવીર અને ગુલરૂબા તેમજ નેકબખ્તના ડાબા હાથ ઉપર જેહાંગીર અને જરરૂખશાર બેઠા પછી સરવે બેસેછે. રામશગરો ગાયણ ગાયછે.)

### ગાયણ.

"હમારી મદદકો બેજદે દેવી"—એ રાહાપર.

રબ ભજનમાં દીનગુજારો
રબ ભજન લલકારો

શકતી સાચી જેમાં ભારી—રબ ભજનમાં૦
યાદ કરો નીત સઉ દાતાર
જેનો સરવેને આધાર
જેની મદદે ઉતરશું પાર
તેનુંજ સ્મરણ ચાહો
શકતી સાચી જેમાં ભારી—રબ ભજનમાં૦
જળ થળ ને ફરતું આકાશ
સરવેમાં તેનો પ્રકાશ
દીપે જગતમાં કુલ ઉજાસ
ચંદ્ર સુરજ સંભારો
શકતી સાચી જેમાં ભારી—રબ ભજનમાં૦

**નેકબખ્ત**—નામવર તુરાનીઓ, બાદશાહ હસરત આજથી પાછો આ આબાદ રાજનો માલેક થયોછું. એ નામવર શાહની નોકરીમાં તમારા જાન ફીદા કરજો. બાદશાહ હસરત, તારા બાપદાદાઓથી તુને મલેલું આ તખ્ત તું નામવરને મુબારક હોજો. એ તખ્ત તું ખુશી ખુરમી અને તારી રઈયતનાં સદાનાં પ્યાર વચે જાવેદાન સુધી ભોગવજે તથા તારા અને ઈરાન વચે સુલેહ બરકરાર રેહેજો.

**એક સરદાર**—(બાહેર નીકળી આવીને) બુલંદ તાલેના અએ નેકબખ્ત શાહ, કુલે જેહાન તારી ઉપર ફીદા રહેજો. અદનાવ આલા તારા દરેક હુકનના ફરમાંન બરદાર થજો. તારા હુકમને તાબે થવું એ હમારો ધરમછે, પણ ઓ દાનેશમંદ શાહ, તુરાન સરજમીન ઉપર હસરત જેવો શાહ અમલ ચલાવાને પુરતો લાયક નથી. એજ શાહને લીધે તુરાનના શું હાલ થયા તે સરવેને રોશનછે. એ શાહે હમારોજ નહી પણ સરવે તુરાન અને થોડાંક ઈરાનના દીલ પઝીર ભાગનો નાશ કીધોછે; અને પાછો તુરાનના બરહક તખ્તપર બેસી, બુરી સલાહને આધીન થઈ સીતમનો બાહારાં ફરી વરસાવશે, માટે બેહતરતો એજછે કે તારોજ સાહયો હમો પર હમેશ રહે.

**નેકબખ્ત**—અએ ભલા સરદાર; એક વખત એ તમારો શાહ હતો માટે પાછો એજ તખ્તે બીરાજવો જોઇએ; અગર ખોટી ઉસકે

રણીથી એણે ભુલો કીધી હોય તો એટલુંજ સમજવું કે વખતના સઉ કોઈ તાબેદારછે. ગુજસતે બીનાઓને યાદ ના કરો. જોકે એ શાહના કામથી તમારી ઉપર જફા ગુજરીછે તો, એના પોતા ઉપર પણ સીતમ પુરેપુરો વીતી ચુકોછે. આપણાપર પડતાં દુખોથી આપણે હમેશ ભલીબુરીનો તોલ કરવાને શકતીવાન થઈએ છીયે અને બુરીને તરક કરી નેકીના તરીકાને આપણી બાકી રહેલી જીંદગીનો રાહબર બનાવીએ છીયે, તેમજ સીતમને વખતે શાહ હસરતે પણ પુરતો અનુભવ હાંસલ કીધોછે અને તેનો ફાયદો હવે પોતાની હકુમતને દરમયાન તમોને બેશક આપશે. એ કરતાં બેહતર શાહ તમોને નહી મલશે માટે ખુશીથી એને તમારો બાદશાહ કબુલી હેતથી એનાં ફરમાનોને તાબે થાવો.

**એક દસતુર**—(ઉભો થઇ) દાનેશમંદ પેહેલવાનો, આ સરફરાજ શાહનું ફરમાન કબુલ કરી ખુશી અને ડાહાપણથી તાબે થાવો.

**સરવે**—એ શાહપર હમારાં જાન અને તન ફીદા કરશું.

**નેકબખ્ત**—તમારા એકરારથી ખુશહાલ છું; હવે સરવે એકે અવાજે પુકારો કે હસરતશાહની ધજા કાયમ રહો.

**સરવે**—(ખુશીનાં અવાજથી) જીવો! જીવો! શાહ હસરત તુરાની તખ્ત.

**હસરત**—મારા સખીતબે વતનીઓ મારેથી તમો પર ગુજરેલાં સંકતોનો નતીજો હું પુરેપુરો પામી ચુકોછું. હવે હું તે પાક દાદારનાં મુબારક નામનાં કસમ લઈ ખાતરી આપુંછું કે ફરીને ગેરસમજુતી તમો તથા મારે વચે નહી થવા દેવશ. તમારાં દરેક સુખ અને તમારી ઈજતને માટે કાળજી રાખશ. અદલ નયાય અને મારી રઈયતપર બેહદ પ્યાર રાખી મારાં રાજને આબાદ બનાવવાની સારી નેમ રાખશ. ખુશામત અને ફીતુરને મારી દરબારમાંથી હાંકી કાહાડવાને કોશેશ કરશ અને સદા રાસતીનો ચંદ્રમાં આ પાકીજેહ દવારે પ્રકાશતો રાખવાને મારાથી બનતું સઘળું કરતો તમો મને જોશો.

**વજીર**—આમીન ! આમીન ! હમો પણ એવા શાહ પર જાન ફેશાની કરવાને ચુકશું નહી.

**હસરત**—ઓ કીરતીવંત સખી શેહેનશાહ, તુંએ કીધેલો બેહદ આભાર હું હરગેજ વીસરનાર નથી. તારી મેહેરબાનીનો બો

જાથી હું એટલો તો દબાયોછું કે તેનો બદલો વાળી તેમાંથી ખલાસી પામવી મુશકેલછે. આ ખોહવાયલું મારૂં તખ્ત કે જે રાસતીથી જોતાં હવે તારૂંજ ગણાય તે તેં મને ઈનાયત કીધું માટે હું તારો સદાનો આભારી છું. ઈરાન ફતેહ કરવાની મારી ખોટી લાલચ હવે મને જણાઈ ચુકી. દુનીયામાં કદી એમ નથી બનયું કે, બદી, બેહદ બદી, અરે પાર વીનાની બદીનો બદલો આવો નેકીથી અને ઉપકારથી મલે; તે તું જેહાન આશકાર હાતમદીલ સખી શાહે દે ખાડી આપી દુનીયાને કીનાના ગુનાહથી દુર રાખવાની કોશેશ કીધીછે; જે માટે હુંજ નહી પણ કુલે આલમ તારા સદગુણોની તારીફ હરવખત અને પળે પળ કરતી રેહેશે. હું જે આગળ તારો, તારી રઈયતનો, તારી રીયાસતનો, તારી હુરમતનો એક કટામાં કટો દુશમન હતો તે આજથી તારો ખેરખાહ અને વળી તાબેદાર મીતર થયોછું. ખોદા મને તારી દોસતીમાં કાયમ રાખે; તારૂં ભલું ચાહાવું એ હું મારી સઉથી પેહેલી ફરજ સમજશ.

**નેકબખ્ત**—શાહ હસરત હવે તું સરવે ગઈ ગુજરીને ભુલાવી દે; હું સારી રીતે જાણુંછું કે જે કામો તેં કીધાં તે કંઈ તારી રાજી અને ખુશીથી નથી કીધાં. તારા ભાઈ કીનાબાઝના ફરેબથી તું નામવર બેખબર હતો, તેથી તું તેનાં ફીતુર પામી શકયો નહી; પણ જો કોઈ બીજો નેક મારગ બતાવનારો શખસ તુંને મલયો હતે તો, તું તેની સલાહે દુનીયામાં લાયકી અને નેકીથી પંકાયલો બાદશાહ ગણાને. તેં જે કામો કીધાં તે તારી પોતાની ખુશીથી નહી, પણ બુરી સોબતથી કીધાં હતાં.

**હસરત**—હાય ! કીનાબાઝ તું કયાંછે? ખરેજ તેં મને ખરાબીમાં મેળયો, હવે મારો સલાહકાર નેકબખ્ત થયો માટે ઉમેદછે કે પેલી જેહાનનું દરેક સુખ ભોગવવાની જુગતીઓ મને મલી આવશે.

**એક સરદાર**—કીનાબાઝને માટે એવી ચોકસ ખબર મલીછે, કે તેણે દુનીયાની સોબતને તરક કરીને એકાંતવાસ લીધોછે અને પોતાનાં કરેલાં કામનો પસતાવો કરી તે સાહેબની માફી માંગવામાંજ પોતાના દીન પુરા કરવાનો ઠેડાવ કીધોછે.

**હસરત**—જો એમજ હોય તો તે ઠીકજછે. પાપ કરવાં એ એક ચીજ છે પણ તેનો ખરાં જીગરથી પસતાવો કરી, ફરી તેમ ન કરતાં ખુદા પાસે તેની માફી ચાહાવી એ આ દુનીયામાં ગોયા એક જાતનો મનનેઆરામછે.

**જરીર**—પ્યારા પીદર, વીતી ગયલી વાતોને હવે યાદ ના કર; પણ જેમ તું તારી ઉમેદ પોહોંચયો તેમ હવે મને પોહોંચાડ અને આ લાયકીવાળા શાહ સાથે મારો દસત મેળવી આપ.

**હસરત**—બા ખુશીથી પ્યારી બેટી, નેકબખ્ત જેવો મારો દામાદ થાય એથીને વધારે ખુશી ભરીયું શું છે ! જેવી તું નેકછે તેવોજ નેકબખ્ત પણ ખાલેશ મનનોછે માટે નેકી સાથ નેકીના લગન બાપુકારથી સવીકારશું. ખોદા તમો બેઉ જણાંઓને હસી ખુશી ભરીયાં રાખે; ઉમરની દરાજી અને અપાર સુખોનો મેઘ તમોપર વરસતો રહે અને નેકીનાંજ કામોથી જેહાનમાં તમો અમરગા રહો. નેક નામવર દસતુરો આ ખુશહાલ જોડાંની શાદીનો ગાંઠ તમારા પવીત્ર હાથે બાંધો.

(દસતુરો તથા આખી દરબાર ઉભી થાયછે.)

**દસતુરો**—(જરીર તથા નેકબખ્તનાં હાથ જોડીને)

લઈએ પેહેલાં પાક યજદાંનું નામ
બાંધીએ આ જોડું કે પામે આરામ,
મુબારક આ શાદી, મુબારક વખત
સદા રેહેજો ખીલતું તમારૂં બખ્ત,
યજદાંની મેહેરથી રેહેજો બરકરાર
દયા રેહેજો રબની અપરમપાર,
સખાવત ને નેકીથી થજો મશહુર
સદા રેહેજો બળાઓ તમોથી દુર,
કરીમે રહીમની કરજો શેતાયસ
તેજ જેહાનના માલેકની રેહેશે ઈનાયત,
ફરજંદોનું સુખ ભોગવો અપાર
આબાદ રહો તમારો બોહોળો સંસાર,
રજાથી રહીમની રહો ખુશ ખુશહાલ
પેદા પડજો તમો સરખાંજ બાળ ગોપાળ,

ફતેહમંદ રેહેજો જગે ઓસતવાર
માદર અને પીદરનાં થજો મદદગાર,
દરે રીયાસ પર રેહેજો મુદામ
નમી તે રબને કરજો આરામ,
થયાંછો જેવાં કે તમો આજ શાદ
તેમજ સારી મેહેફીલબી પામો મુરાદ.

**સરવે**—આમીન ! આમીન ! આમીન !

{શાહ નેકબખ્ત અને જરીર સાથે બેસેછે તેમજ સરવે બેઠા પછી દરબારમાં ખીલવતો વેહેંચાયછે અને રામજગરો નાચવા તથા ગાવા માંડેછે.

**કાહારવો.**

"મઅેતો બ્યાહીથી ગબરૂ જવાંન"—એ રાહ.

ગાવો સહેલી મલીને વખાણ
કીરતી નેકબખ્ત શાહની જણાઈ—ગાવો૦
જરીર દોઆ તારી ખુદાએ કબુલી
નેક મલયો તુને એ દીલજાન—ગાવો૦
શુભ સાઅતમાં જેહાંગીર લડયો
મુલકો મુલક પામયો વખાણ—ગાવો૦
ઈરાની નારોની હીંમતે બલવંત
બદી સીતમની રહી ન નીશાણ—ગાવો૦
નેકીનો અનજાંમ નેક દેખાયો
બદી બદોએ મેળવી નીદાન—ગાવો૦
કરણીની ભરણીનો નાટક રૂડો
ગુણી જણોમાં મેળવશે માન—ગાવો૦
શુક્ર ખુદાનો કે ગમી મીટાડી
ઉડયો મીજલસમાં રંગનો સામાન—ગાવો૦

(પડદો પડેછે.)

---

**સમાપ્ત.**